[ ગૃહ પુસ્તકાલય ગ્રંથમાળા · વર્ષ ૨ · પુસ્તક ૩ ]

# ઊર્મિ

સચિત્ર

કાવ્ય

સંગ્રહ

સ્વાશ્રયી લેખક મંડળ
લાઠી · કાઠિયાવાડ

સવા રૂપિયો

ગૃહપુસ્તકાલય ગ્રંથમાળા   વર્ષ બીજું   પુસ્તક ત્રીજું

# ઊર્મિ

સંપાદક અને પ્રકાશક
ધૈર્યચન્દ્ર ર, બુદ્ધ. વકીલ



પ્રકાશક
સ્વાશ્રયી લેખક મંડળ
લાઠી • કાઠિયાવાડ

[ આવૃત્તિ પહેલી
પ્રત ૧૨૫૦ ]

[ સંવત ૧૯૯૬
સને ૧૯૪૦ એપ્રીલ ]

પ્રકાશન એજન્ટ
ગુર્જર સાહિત્ય ભંડાર : લાઠી

[ સવા રૂપિયો ]   ○   [ કાઠિયાવાડ ]

મુદ્રક : મનુભાઈ અમૃતલાલ શેઠ સ્વાધીન મુદ્રણાલય : રાણપુર

# સુધારીને વાંચજો

| પેજ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧ | ૨ | ઝુક્તી | ઝુકતી |
| ૧૧ | ૭ | પૃથ્વી | પૃથિવી |
| ૧૩ | ૧૨ | જીવનમમ | જીવનમર્મ |
| ૧૭ | ૨ | બધા | બધાએ |
| ૨૦ | ૪ | સ્વગ | સ્વર્ગ |
| ૨૮ | ૧૧ | શ્રય | શ્રેય |
| ૪૫ | ૮ | સ્મરતો | સ્મરંતા |
| ૪૬ | ૧૭ | ધર્યચન્દ્ર | ધૈર્યચન્દ્ર |
| ૪૮ | ૨૧ | સારાષ્ટ્ર | સૌરાષ્ટ્ર |
| ૫૪ | ૫ | કેમ | કયમ |
| ૫૪ | ૧૪ | નિદોષ | નિર્દોષ |
| ૫૪ | ૨૦ | બના | બની |
| ૫૫ | ૨ | છરી | છૂરી |
| ૫૫ | ૩ | નયણાં | નમણાં |
| ૫૬ | ૬ | નિરાશ | નીરાશ |
| ૬૦ | ૨૫ | પરકા | પારકા |
| ૬૨ | ૭ | અશ્રઓ | અશ્રુઓ |
| ૬૪ | ૧૫ | સા | સૌ |
| ૬૫ | ૮ | સુગંવ | સુગંધ |
| ૭૧ | ૮ | જીવનદીપ્ત | જીવનદીપ્તિ |
| ૭૮ | ૧૫ | સા | સૌ |
| ૮૧ | મથાળું | પુજારણને | પૂજારણને |
| ૮૨ | ૮ | જામ | જોમ |
| ૮૩ | ૧૪ | સામજનું | સમાજનું |
| ૮૮ | ૧ | તુલસા | તુલસી |
| ૯૧ | ૪ | સહારની | સંહારની |
| ૯૧ | ૮ | ફાજલ | ફાલ જ |
| ૯૭ | ૧૮ | ગોઠવ્યા | ગોડવ્યા |
| ૯૯ | ૨૦ | ફગોટશે | ફંગોટશે |
| ૧૦૩ | ૨૨ | પાવો | મુખ |
| ૧૦૪ | ૭ | મંદ્રાક્રાંતા | મન્દાક્રાન્તા |
| ૧૦૫ | ૧૮ | માટે | માટ |
| ૧૦૫ | ૨૩ | મન્દાક્રાંત | મન્દાક્રાંન્તા |
| ૧૦૬ | ૬ | પછે | પળે |
| ૧૧૧ | ૧ | છે | જે |
| ૧૧૧ | ૧૫ | હોળી છે | હોળીએ એ |
| ૧૧૧ | ૨૬ | સહુ | સહ |
| ૧૧૪ | ૬ | તવા | તેવા |
| ૧૧૮ | ૬ | બાણુશી | બાણુથી |
| ૧૩૬ | મથાળું | મછનું | મૂછનું |

કૌમુદી વિભાગના રાસગીતોની અનુક્રમણિકામાં ૩૧માં કાવ્ય તરીકે 'કાગળના ફુલ' એ નામ ખોટી રીતે છપાયેલ છે

| પેજ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫૮ | ૧૨ | ૧૯૨ | ૧૯ |
| ૧૫૮ | ૧૩ | ૧૯૩ | ૧૯૧ |
| ૧૬૦ | ૧ | રાસફુવાડી | રાસફૂલવાડી |
| ૧૬૫ | ૯ | વસન્તના | વસન્તની |

સૂચના:—અનુક્રમણિકા દરેક વિભાગે મૂકવામાં આવેલ છે.

# નિવેદન

'ગૃહપુસ્તકાલય ગ્રંથમાળા'ના બીજા વર્ષના ત્રીજા પુસ્તક તરીકે 'ઊર્મિ' નામક જુદાં જુદાં વિષયના કાવ્યોનો સંગ્રહ પ્રકટ થાય છે. જેમાં ગુજરાતી ભાષાના સિદ્ધહસ્ત કવિઓથી માંડીને ઉગતા યુવાનો સુધીના લગભગ પંચાવન ઉચ્ચ વિચારશ્રેણી ધરાવતાં કવિઓએ સહકાર આપ્યો છે.

પ્રકટ થયેલ કાવ્યો માટે મ્હારે કશું કહેવાનું નથી, કારણ કે ગુજરાતના વિવેચકોનો એ હક્ક હું છીનવી લેવા ઇચ્છતો નથી. હું સંગ્રહ માટે ફક્ત એટલું જ કહીશ કે પ્રકટ થયેલ ઊર્મિ કાવ્યો, ખંડ કાવ્યો, દેશભક્તિ અને ઉદ્‌બોધન કાવ્યો, કટાક્ષ કાવ્યો, બાળકાવ્યો અને 'કૌમુદી' વિભાગમાં રજૂ થયેલા રાસગીતો, એ બધામાં નવયુગની ભાવના, કલ્પના અને લાગણીનું વહન છે.

આજે કાવ્યના પ્રધાન લક્ષણોમાં આપણને કોઇને કોઇ સ્થળે નીચેના તત્વો માલમ પડે છે. કોઇમાં આપણને ઉપદેશની મીમાંસા સાંપડે છે, તો કોઈમાં નૈસર્ગિક ભાવના; કોઇમાં ગંભીર વિચાર, ઓજસ્ અને પ્રૌઢતા પ્રકાશે છે, તો કોઇમાં પદ્યરચના પરનું પ્રભુત્વ અને ઉત્કૃષ્ટ કલા; કોઇમાં ભાષાશ્રેણીનું સુંવાળું આલેખન, દેશભક્તિનું નૂર અને ક્રાન્તિના ચમકારા ચમકે છે, તો કોઇમાં શબ્દ લાલિત્ય અને કલ્પના તરંગો; કોઇમાં જીવન નિરિક્ષણ અને વિચાર ચીંતનનું વહન હોય છે, તો કોઇમાં ગંભીરતા, ઉંડાણ અને માર્મિકતા ભરી અનુભવિત લાગણી; કોઈમાં વાસ્તવ દર્શી કલ્પના, લયની મનોરમ્યતા અને ભાવસાન્દર્ય હોય છે, તો કોઇમાં આપણને સુરેખ પંક્તિઓ દ્વારા ઉંડી ચીંતન સરણીના લાક્ષણિક અંગોનું દિગ્દર્શન થાય છે. વળી કોઇમાં જીવન અને જગતનું સુસંબદ્ધ સમતોલપણું જણાય છે, આ દૃષ્ટિએ આ સંગ્રહ આપણી આજની કાવ્ય શક્તિનો નિચોડ રૂપ જણાઈ આવશે.

નવયુગની કવિતા સત્ત્વશાળી બનતી જાય છે; એ નવયુવકોના માનસનો પડઘો તેમાં સંભળાય છે. એમાં આદર્શ અને વ્યવહાર, અભિલાષા અને ઉલ્લાસ, ચિંતન અને મનન, વ્યથા અને મંથન, સંસ્કાર અને પ્રેરણાના બળો આજની કવિતાને રંગી રહ્યાં છે. આપણી કાવ્ય સમૃદ્ધિ દિન પ્રતિદિન રંગબેરંગી પ્રકાશમાં વધુને વધુ નૈસર્ગિક સ્વરૂપે વિકસી રહે, કવિત્વ શક્તિનો ફાલ આપણને એ રીતે વધુ ને વધુ મળતો રહે કવિહૃદયનો ઊર્મિ પ્રવાહ વધુ ને વધુ વેગવાન બનતો રહે અને લોકોની અભિરૂચી કાવ્ય વાચન તરફ વધુ ને વધુ તિવ્ર બને એ જ આશા ઇચ્છા અને અભ્યર્થના સાથે.

શાન્તિગૃહ
તા. ૧૫-૪-૪૦

છોટાલાલ (ચન્દ્ર) બુધ્ધ [signature]

---

# ઊર્મિ કાવ્યો



[ ચિત્રકાર : કુ. શ્રી. મંગળસિંહજી : લાઠી ]

## અનુક્રમણિકા

# કવિને.

[ વસંતતિલકા ]

તુ દુન્યવી કદરની પરવા કરે કાં ?
લોકાપવાદ ભયથી તું હજી ડરે કાં ?
સિંધુ, સરીત, શશી સૂર્ય, ઉડગણોની–
સાથે સદા વિચર તું અહીંની પડીશી ?

મોજાં ઉડે ઉદધિનાં મળવા શશીને
ને જો પતંગ જલતા દીપમાં ઝુકાવે;
છો ને કહે જગતના જનમૂર્ખ એનેઃ
લોકોક્તિની ન કદિ એ પરવા કરે છે.

તું વિશ્વમંથન તણાં સહુ ઝેર પી જા !
ને સર્વને પીરસજે અમીના કટોરા :
તું ખોદજે અદીઠ આ ભૂમિના ખજાના
ને સિંચજે રસીકતા અમ જીવનોમાં

દીવો થયો તું બળવા બળતો રહેજે
વિશ્રાંતિ કે શિથિલતા તુજને ન છાજે

ગણુપતરામ રે. ત્રિવેદી

# કાં નિશા ?

તરલ રંગભરી લસી સંધિકા,
મૃદુલ શુભ્ર નભે હસી ચંદ્રિકા,
ચરણ—આહટનું શ્રવણાતુર
નિશિતટે ધબકી રહ્યું કો ઉર.

સખી પધારી મુખે અવગુણ્ઠન,
ચરણ મંદ, હતો સ્વર કુણ્ઠિત.
હળુક ખેસવી એ મુખથી પટ,
નિરખ્યું નેણથી નેણ ભરી મિટ.

હૃદય થીજ્યું, સુઘોર નિશાતણી
વદન વ્યાપી ઘટા ઘન સોગણી.
ખણતું ભૂમિ ઉભું ઉર ગ્લાનિમાં,
ઊચર્યું મંદ વિલાપત વાણીમાં:

ઉભય અંતર એક હતી સ્પૃહા,
કરી મુકી શું નિશાની ઉષા અહા!
તવ મુખે અવ, ઓ સખિ! કાં નિશા ?
ઉજળી જ્યાં ઉગવાની હતી ઉષા ?

સુન્દરમ્

# સાથીડાને

[ મંદાક્રાન્તા ]

સાથીડા રે ! જળ થકી બહુ હાંક ના વ્હેલ તારી,
જાતી તૂટી ભરથી ઝુકતી પાતળી કેડ મારી :
બેઠેલીને ઉરની બળતા એકલી આમ પીઠે
વાતો મીઠી વગર વસમો રાહ તે કેમ નીઠે ? ૧

ઊંચા ઊંચા ગઢ સમ દીસે ઊડતા ધૂળ ગોટા,
દેતા ઢાંકી નજીકની ઝડી, દૂરનાં વૃક્ષ મોટાં;
આકાશે કે પૃથ્વી પર છું તે ન જાણી શકાતું—
સાથીડા રે ! કથ, કથ મને, ક્યાં હશે આ જવાતું ? ૨

મેં તો મારૂં સકળ તુજને સોંપ્યું છે સાથ માગી
જે દહાડાની તુજ તરફની ભાવના ભવ્ય જાગી.
ચક્રો કેરા જયમ મળી જતા એકતાં માંહીં આરા
તર્કો મારા ત્યમ સ્થિર થતા પ્રેમ માંહે તહારા. ૩

સાથે તારી નીકળી હું હતી સ્નેહની સૌમ્ય આશે,
દે ના થાવા હત સુખ મને આમ પ્હેલા પ્રવાસે.
દેખાડયું શા ખપનું મુજને ક્રૂર ચાતુર્ય તારૂં,
રક્ષી જો તું નહિ નહિ શકે સાથ તે સ્વાસ્થ્ય મારૂં ? ૪

અંદેશાઓ મહીં મુકી મને ભાગ્ય કેરે ભરોસે
ફૂહોને ફૂહેશે અગર મુજને જો સદાકાળ ખોશે ?
તારાજીને કરી વિરહની પ્રાપ્ત હૈયું પનોતું
મિથ્યા આશ્વાસનથી ન થશે બંધ બેફામ રોતું. ૫

દે પાડી તું બળદ હળવા હેતથી રાસ તાણી;
થાશે રાજી કર થકી મીઠા થાબડે પીઠ પ્રાણી.
ધીમી ધીમી ગતિ કરી બધો નાખશું પંથ કાપી :
વેગે વ્હેતા કર ન શકતા કામ સંગીન આપી ૬

('વસુંધરા' ૧૯૯૩) પતીલ

# શોલ[1]

[પૃથ્વી]

સુકા નીરવ જાડયમાં હસી ઊઠી મીઠી રેલશો!
અનની વનભોમમાં વહી રહી નદી એક જ્યાં,
તહીં અરધ ડૂબતે શરિર હું વસી પાણીમાં,
અને વરસ કૈંકની અરધ સુરખી મેં ચૂમી.

*

ઊગે સૂરજને રમે કિરણ ખેલી આ અંગપે
ગ્રહું પરમ ચેતના અખુટ એક સામર્થ્યની.
નિશા ઉતરીને મને વિપદ ઘોર અંધારમાં,
લસંત સુખ સિંચતાં સ્વપનમાં રમાડે લઇ,
જહીં જગત આ બધું ગગન સાન્ધ્યના તેજથી
ખીલે, ધનુષ્ય દેવનું ઝગી ઊઠે ઉરે માહરે.

*

ઝિંકે મલિન વસ્ત્ર સૌ મુજ પરે, કરૂં સ્વચ્છ એ,
હરૂં વસનનો બધો મળ, છતાં રહું ઊજળી.

*

સદા સતત ગીતની વિમળ ધાર જે ગૂંજતી
સરે સરિતઅંતરે, વિશદ પાન તેનું કરી.
અને નગર લોકનાં હરખશોકનાં અશ્રુઓ
ઝરે મુજ દિલે, બધાં સ્મરણ તેહનાં સંઘરી,
વળી ગહન રાત્રિમાં અચર તત્ત્વ ભેગાં મળી
કરી અનુપ નૃત્ય જ્યાં પ્રકૃતિદેવને રીઝવે,

તહીં કરી હું માહરૂં નિપુણ નૃત્ય ને ટેકવી,
રહું જીવન આ મળ્યું: સકળ પૃથ્વીમાં પાંગરૂં.

*

મને જડ કહી બધા મનુજ કેમ સંબોધતા?
ઉંચે નભ મહીં ઝગે—ઝગઝગે ઝીણા તારલા,
તહા તિમિર ઘોરમાં ઝબક મીટ માંડું અને
પછી હૃદય રેડીને મધુર ગોઠ તારા થકી
કરૂં કદિ ન સૂણી તેં સરલ સ્ફૂરતી એ ગિરા?

*

મને જડ કહી બધા મનુજ કેમ ઊવેખતા?
"કરો શરીર વજ્રનું વિપદઘા ખમો કારમા,
ઉઘાડી મુખ ના કદી હરફ એક ઉચ્ચારવો,
નહિ ભટકવું જગે, અચળ બેસવું આસને
અહીં જીનનમમને જીવન કોરવું ચૉહિશે,
લઇ મનુજપાપને વિરલ પુણ્ય વિસ્તારવું
પછી ખપી જજો ભલે સકળ કાય એ સિદ્ધિમાં
અને અમર પ્રાણ આ અખિલ વિશ્વશું જોડવો."

લખ્યા અમર અક્ષરો નિરખવા અને વાંચવા,
લગીર શ્રમ વેઠીને હૃદય માહરૂં ખોલીને,
પ્રયત્ન કદિ આદર્યો? શીદ ઉવેખતા તો પછી?

મોહિનીચંદ્ર

---

૧ શીલ—વસ્ત્ર પ્રક્ષાલન પથ્થર બાલ્યવયમાં વામક—વરાંસી (કપડવણજ) માં ધોવાના પથ્થર ઉપર સાંપડેલા અનુભવનું એક શબ્દચિત્ર. કર્તા

# મંડપ

પ્રાસાદ શો મંડપ એક ઊભો
ઝગી રહ્યો અન્દરના પ્રકાશથી;
નોચીઓને કેવળ અલ્પ જીવી.

આકર્ષતો તોય અનેક ચક્ષુઓ
અનેક હાર્દે પુલકો જગાડતો
અન્દરના પ્રકાશથી.

ને એ પ્રકાશે પૂરતો પ્રકાશ
અહીં હશે અર્જુનવીર કોઈ
ફેંકેલ તીરે અગણિત લોકને
શૂરત્વની એક અખંડ સિદ્ધિ
બતાવનારો:

હશે મહા કેસરી પૃથ્વીરાજ શો
સંયુક્તાને લઇને
ધડકતી નિજ સોડે દબાવી ચુમન્તો
છૂપાયો દ્વાર તારે:

ને કાલિદાસે ચિતરી શકુન્તલા
દુશ્યન્ત કેરા વિરહે બનેલ
આકુળવ્યાકુળ બહાવરી શી
તેની ભૂમિકા લઇ કો નટી ત્યાં
કરી રહી મુગ્ધ હશે રસિકને;

જ્યાં મેનકા ઉર્વશી નર્તતી હશે
પદ્માંગુલિઓ તણી રેખ દાખવી:

એન્ટોની શો, સીઝરનો ઉપાસક
જગાવવા સીઝરની વિરૂદ્ધના
સૌ લોક માંહે સનમાન એહનું
ચઢાવીને ઉંચે

ભ્રમર. કંઇ લાલી અગનશી
લલાટે વ્યાપે, ત્યાં

બળ સહુ ભરી મુઠ્ઠી ઉંચકી
સંબોધતો લોકની મેદની હશે;

ઇશુ અને બુદ્ધ, જહોન ને સીતા
તણાં હશે શિલ્પનું જ્યાં પ્રદર્શન:
ઓમાર ખય્યામ તણી રૂબાયતે
પ્રેમી તણી ચિત્રકૃતિની કલ્પના
લૈને કૃતિઓ અહીં ચિત્રકારની
હશે; નિહાળી કંઇ પ્રેક્ષકો જે
દબાવતા અંગુલિ ઓષ્ટ મધ્ય.

સૌન્દર્યનું શેષ પળેક પામતાં
વિરાટનું રૂપ પ્રમાણી લેતા
અહીં હશે શું ન શું કોણ જાણે ?

ભગીરથ મહેતા

# કદિ ન્હોતું જાણ્યું

[ શિખરણી ]

રમન્તાં નિશ્ચિન્તે શિશુ જબ હતાં આપણુ બંને
ભણન્તાં બાપુની શીળી મધુર છત્રાવલી નીચે
વિચારન્તાં કેવા થઈશું બહુ મોટા ભણી ગણી
પિતાને શીરેથી લઇ લઈશું બોજો અબઘડી

રમન્તાં ખેલન્તાં રડી–ઝઘડી પાછા હળીમળી
રચન્તાં ભાવીની સ્વપનભૂમિ કો સુખદ ઘડી
પરન્તુ કોઈનાં કદી પણ ફળ્યાં સ્વપ્ન સઘળાં ?
અરે તેવે મ્હારા પણ છૂટી ગયા સ્વપ્ન મણકા.

હતું મેં માન્યું કે બહુજ બડભાગી હું સહુથી
હું મારાં આયુનાં વનપથ વટાવીશ સુખથી
જગે છેલ્લી નિદ્રા લઉં અનુજ ! તારા કર વિષે
અને મૃત્યુ–ગાથા મુજ તું લખશે લેખિની વડે.

રચ્યા કિલ્લાઓ મેં કલપન વિષે રમ્ય મધુરા
પરંતુ ભેદો કંઇ વિપરીત હશે નક્કી વિધિના
હથોડા ઠોકાયા મુજ સ્વપન પે કો અણદીઠા
મળ્યાં હાસ્ય સ્થાને નયનજલ મારા નશીબમાં

કદિ ન્હોતું જાણ્યું અવધ તુજ આવી ટુંકી હશે
ગુંથાયેલા રકતે તુજ–મુજ સંબંધો તૂટી જશે
મને એકાકીને તુજ વિરહનું દુઃખ સહવા
મૂકી ચાલ્યો જાશે તુજ સ્મૃતિ પરે બિન્દુ ધરવા

અને ન્હોતું જાણ્યું જીવન જલખારાં મુજ થશે
ઉરેથી ઓચિંતા રસકસ બધા ઉડી જશે
અને ભાવી કેરી ઘનવન ઘટાઓ વટવવી
અકેલા ધોરીને શકટની ધુરા સ્કંધ વહવી.

ન જાણું બંધુ હું કઇ અદીઠ ભોમે તું વસતો
તથાપિ મારા આ ઉર મહીં સદા વાસ તુજનો
કટુ જે સૌ વિષો જગતમહિ હો તે મુજ હજો
પરન્તુ વ્હાલા એ મુજ અનુજ ને શાંતિ ચિર હો!

કદિ બન્ધુ વ્યોમે મળીશું પળ ખોલીશું ઉરનાં
રહ્યાં મારે તો ઘ્યાં તુજ સ્મૃતિ તણું મિષ્ટ ઝરણું
પડે બે બિન્દુડાં તુજ સ્મૃતિ પરે નેત્ર જળનાં
સ્વીકારી લેજે એ મુજ જીવનની ધન્ય પળનાં

ગણુપતરામ. રે. ત્રિવેદી

(તા. ૧૧-૧-૩૯ ના રોજ સ્વર્ગવાસી થયેલ મારા યુવાન લઘુ બંધુ નટવરલાલની ત્રીમાસીના રોજ સ્વ. ની સ્મૃતિ તાજી થતાં હૃદયભાર અસહ્ય થઇ જવાથી આ કાવ્યના સ્વરૂપમાં બહાર નીકળી આવ્યો.—લેખક]

# વસંત વિરહિણી

[ ગઝલ ]

આવી વસંત વનમાં, ગુલઝાર અને ગુલશનમાં,
આવ્યા પ્રાણેશ છતાંયે પરદેશ થકી ન વતનમાં !

રહી ખીલી ખીલી ફૂલ ક્યારી, પ્રસરી રહી ખુશબો પ્યારી;
નવસૃષ્ટિ જણાતી સારી તર નાઝ અને નર્તનમાં.

આ વનસ્પતિ આ વેલી ને જોડ પંખીની પેલી,
સહુ રહ્યાં ખેલનો ખેલી નિજ કોડ મુજબ કાનનમાં :

આનંદ મહા અભિનવમાં ઉત્સાહ તણા ઉત્સવમાં
ગલીએ ગલીએ જન પ્રેમી, ભમતા ભમરા વનવનમાં.

જુદી જુદી દિશામાં જગની, અનુસાર હૃદયની લગની
જન ભરે પ્રમાદી પગલાં અતિ જોશ ભર્યાં જોબનમાં.

નિજ સ્થિતિ સ્વભાવ પ્રમાણે સહુ કાર્યધુરા નિજ તાણે :
માશૂક જુએ દર્પનમાં, નિરખે આશક નયનનમાં !

કરવા વ્યાકુલ મન હળવાં સહુ ચહે સ્વજનને મળવા,
થતી રાત સુરોની રાતો આશ્લેષ અને ચુંબનમાં.

આવી ઋતુ રસથી જ્યારે, વનમાં, ઉપવનને ક્યારે
શરદે નિજ પગલાં ત્યારે રોપ્યાં મુજ શૂન્ય સદનમાં.

ક્યાં મૂકે વિરહિણી માથું છાંડી છે પ્રિયતમે જેને ?
આશ્વાસન કોનું જ એને ? તન જેહ રહ્યું નથી તનમાં !

નહિ પત્ર, પત્રની આશા, મળવામાં માત્ર નિસાસા;
રહી ગયા, પતીલ, મ્હારા મનતણા મનોરથ મનમાં !

પતીલ

## બસુરી વીણા

સીધેજ રસ્તે સૌ કો' જશે હા,
ને પન્થને એ કરશે જ પુરો;
કિંતુ ન મારે જવું એજ રસ્તે,
જવું પથે, જ્યાં જનકે જતા ના. ૪

ભલે ભર્યાં કંટક શૂળ પન્થે,
અને રહી છો ખીણ કેંક ઊંડી;
પડું, પડું, તોય ફરી ઊભો થૈ,
કાપી રહું ! હું નિજ પન્થ ઘોરી. ૮

છો તાર–તૂટી બસૂરી વીણાને,
ભલે બસૂરાં મમ ગીત વાગે;
છતાંય ગીતો ગજવી બસુરાં,
રહું ધપન્તો નિશ દિન પન્થે. ૧૨

વાસુદેવ જાની

[ મિશ્રો ]

## એક ઈચ્છા

સંસારના મારગ સર્વ સુના,
ભાસે દિશે સૌ ઘન અંધકાર;
નિરાશ થૈ એકલ આથડું હું,
ના મિત્ર કે જીવન સાથી કોઈ–૪

ભમી રહ્યો કોતર કંદરામાં,
પ્રકાશની આશ હવે રહીના
ભલે તૂટે જીવન તાર મારા;
કિંતુ રહી અંતર એક ઇચ્છા–૮

ના ચંદ્ર કે તારક સાથ ઉડું
કે ના હવે કોયલ ગીત ગાવાં
કંગાલનાં અશ્રુ લુછી રહું હું
નાચી રહી અંતર એક ઇચ્છા–૧૨

# વર્ષા

[ અંજની ગીત ]

પ્રજળ્યાં તાપે પડ ધરતીનાં,
જળ વિના રસ–જીવન ખૂટયાં,
વસુંધરાએ શબ્દ પૂકાર્યાં.—એ આવી વર્ષા ૧

સ્વર્ગમહિં ત્યાં સુર સભામાં,
સુધાનાં રસ પાન થતાં'તાં,
રસ બિંદુ પૃથ્વીમાં વરસ્યાં,—એ આવી વર્ષા. ૨

નંદન વનમાં કલ્પતરુને,
સુર માળી જળ–જીવન સિંચે,
શેષ બિચારી સૃષ્ટિ ઝીલે,—એ આવી વર્ષા. ૩

સૂરજદેવે સાગર શોષ્યા,
વારિ ભરતાં વાદળ બાંધ્યાં,
ચપળા ચમકી વ્યોમ છજામાં,—એ આવી વર્ષા ૪.

આભ અટારી કાજળ ઘેરી,
મેઘાડંબર ગર્જન ભેરી,
શમતી તૃષા સૃષ્ટિ કેરી,—એ આવી વર્ષા. ૫

અભ્રગણે સુસ્વાંગ સજાવ્યા,
શ્વેતાંબર શ્યામાંબર કીધાં,
વ્યોમાંગણુથી વારિ છાંટયાં,—એ આવી વર્ષા. ૬

વશરામભાઇ જી. પટેલ

# જનની

[ અંજની ગીત ]

વિષ–વમળ સંસાર ભર્યો શું !
વિષ વલોવી અમૃત દે તું!
જીવન–સૌરભ–સાર સુધા તું!—વંદન હો જનની! ૧

જીવનમાં તેં જોમ ચડાવ્યાં,
પિંડ–પ્રાણુ બળ–જીવન દીધાં.
દેહ નીચોવી દૈવત પાયાં,—વંદન હો જનની! ૨

માનવતાનાં અમૃત મીઠાં;
ગળથુથીમાં સ્નેહે સીંચ્યાં,
તારી જોડ જડે નહિ જગમાં—વંદન હો જનની ! ૩

જીવનની તું પાવક જવાળા,
ઉર–ઉરની શ્રી ચેતન ધારા,
દુનિયાની તું દેવી—માતા !—વંદન હો જનની ! ૪

દેશ પ્રજાની પ્રાણુ પ્રસૂતા,
ભાવિ યુગ તણી તું છાયા,
જુગ-જુગ જાચું નમન હું તારાં,—વંદન હો જનની ! ૫

'જીવન ભોગે જીવન દેવું'
સ્વાર્પણુ કેરૂં સૂત્ર અનેરૂં,
તને વિસારી કોને સ્મરવું ?—વંદન હો જનની! ૬

વશરામભાઇ જી. પટેલ

# મને ગમે છે બસ એજ જિન્દગી !

આપો મને જીવન હું ચહું જે, મારી કને આજ ઝરા ભલે વહે;
આકાશનું અન્તર આપજો મને, સપાટ ને સુંદર રાહ આ મને.

આકાશના તારક સ્વપ્ન સંગે, પોઢું ભલે હું સરિતા કિનારે;
ને રોટલો એ જળમાં ઝબોળી, પોષું મને ના કંઇ અન્ય વાંછા.

પાશેરનું પેટ હું એમ છો ભરૂં, આ જિન્દગી શાશ્વત છો ટકી રહે;
મને ગમે છે બસ એજ જિન્દગી, ઝંઝાનિલો વાય પ્રચંડ આ જગે.

ભલે મને એ દમવા ચહેને, મને સદા પૃથ્વી સપાટ રસ્તો;
આપો પછી બે પરવા ફિરસ્તો, સંશોધતો ના કંઇ પ્રેમ આશ વા.

પૈસા તણી ના પરવા લગીર, જાણું ન હું કો મુજ મિત્ર આ જગે;
બધીય છે અન્તર વાંછના જે, આકાશને સ્વચ્છ સપાટ રસ્તો.

પર્ણો ખરે પાન ખરે ભલે ને, કોકિલ કલ્લોલ ભલે શમે ને;
છો ને શિઆળે મુજ અંગ ધ્રુજતું, કદાચ મીઠી કંઇ તાપ હૂંફમાં.

મને ન તેની પરવા લગીર, ન લેશ હેમન્ત શિશિરની તમા;
બધીય છે અન્તર વાંછના જે, આકાશને સ્વચ્છ સપાટ રસ્તો.

આ જિન્દગી શાશ્વત છો ટકી રહે
મને ગમે છે બસ એજ જિન્દગી?

ઉમેદરાય એમ ભટ્ટ.

# વિશ્લેષ

[ પૃથ્વી ]

વહે ઝરણુ નિર્મળા સરી જતાં સરિતા જાણી,
સુરમ્ય શુચિ નિર્ઝરી નિજ સરિત્પોતને મળે;
સદા વિમલ લાગણી પરમ પ્રેમને પોષતી,
મીઠી અનિલ લ્હેર વિશ્વમંહિ વંન્દના પામતી.

રમે જગત પ્રેમના વિમલ વારિ આન્દોલને,
શમે હૃદય શુષ્કતા પ્રણયથી જ વિશ્લેષ સૌ;
નથી કંઇ જ પૃથ્વીમાં અટુલું આત્મ સંગાથીથી,
તથાપી કયમ માહરે અટુલું આ બનવું જગે.

ઉંચે ગગન ચુમ્બવા અધીર આ બને પર્વતો,
તરંગ જલધિ તણા સમજ સાથીની ગોદમાં;
ચુમે મરુત વિશ્વને, ચુમત સૂર્ય રશ્મિ ભૂમિ,
શશિ શિતળ વર્ષણે બનત તૃપ્ત આ અમ્બુધિ.
બને મુદિત પૃથ્વીને નભતણા ઉડુ નેત્ર સૌએ;
તથાપી કયમ માહરે ઝુરવું મિત્ર વિશ્લેષ !

ઉમેદરાય એમ. ભટ્ટ.

# ગ્રીષ્મ–વર્ષા મિલન

સૂકાએલા સરવર તટે શુષ્ક ડાળી નમેલી,
એ છાયામાં જયમ ત્યમ કરી, એક વૃદ્ધા ઉભેલી;
ભાલે મૂકી કરચલી ભર્યાં, હસ્તના નેજવાને,
આઘે–પાસે અવનીતલમાં, ફેરવે ચક્ષુઓને:

મધ્યાકાશે રવિ નીજ કરો, સેરવે છે ધરાએ,
નીચે જોતાં જળ–થળ જલે, કોઈનાં આંસુડાંએ:
ત્યાં સામેથી સરવર તીરે, ત્તરી યુવતી ને,
વૃદ્ધા જુએ નીરખી નીરખી, આવતી યુવતીને:

ધીરે ધીરે દૃઢ ડગ ભરે, યુવતી સ્થુલ પન્થે,
લીલી કેડી પડી જતી હતી, મેઘ છંટકાવ સાથે:
સૂકાએલા સરવર મહીં, ચેતના સેર છુટી,
ફૂટયાં પર્ણો નવલ વિટપે, સ્થુલની પાળ તૂટી:

'આવો બેટા' કહી મૃદુ સ્વરે, મસ્તકે હસ્ત મૂકી,
વૃદ્ધા બોલી અવનત મુખે, ઉષ્ણુ નિઃશ્વાસ મૂકી:
'બેટા હું તો નથી મૂકી જતી, હાય ! જવલન્ત ભાવિ,
હા ! સૃષ્ટિની નૂતન ઝરતી, કુંજને શે જલાવી !

બાપુ ! રેડી રસ નીરસમાં, જોમ ઉજ્જ્વળ ભાવિ,
ને ઉજાળો ગત સમયને, સ્થુલમાં સૂક્ષ્મ લાવી.
વૃદ્ધા ધ્રૂજે વિવશ ચરણે, યુવતી છેક ઝુકી,
ત્યાં તો વૃદ્ધા હતી નહિ પછી, એક મેના ટહુકી :

કેશવલાલ દ્વિવેદી.

# ચીસ

[ પૃથ્વી ]

ભમે હૃદયવૃત્તિ : જીવનપથે રહું નીરખી,
સરે સરર કારમી : અટકતી પણ ધ્વાન્તમાં.
ઊભું જડ થઈ, છતાં ઉરવિષાદ આ ઊભરે,
વહે નહિ તદા જરી ઝરણુ હર્ષનું અંતરે.

સુણું, અહ ! સમીરની લહરમાં નિસાસા સરે !
કળાય જન એક કો તિમિર માંહ્ય છાયા સમો.
ખસે-ગમન થાય ક્યાં ? અવર પાસ? ના, હું કને !
વદે નિકટ આવતાં હૃદય ચીરતી ચીસથી :

'તમે ઉદર રીઝવી જગત તૃપ્ત માની રહો,
દિનો તક ન પામતા કદિક મિષ્ટિકનો ભાખરી;
તમે ઉદર રીઝવી અગમની કથાઓ લખો,
જડે ન જડતા વિના નહિ જ અન્ય દીનો મહીં.

પસાર દિવસો થતા; નહિ જ જિન્દગી જીવતા;
રસાળ કવિતા અને સહુ વિલાસ ઊડી જતા.
સુકાય અભિલાષ સૌ, પરમતા રહે દૂર, ને,
જલે સકળ શક્તિઓ; કદિ ન શાંતિ આ જીવિતે.

અથાગ ઉરમંથને સહુ વિચાર મૂંઝાવતા,
અમે જગતપાટલે ન સુખમાંહ્ય સંસારમાં;
સમાજ ગણતું અમે સમજતા ન સંસ્કારમાં,
ક્ષુધા પ્રબળ દૈન્યની ઉર દહે છ સંસ્કારને.

ક્ષુધા પ્રબળ દૈન્યની ભરખતી ઘણી પ્રેરણા,
જલે પ્રબળ ભૂખથી ઉર વસી બધી લાગણી.
અને નહિ જ ભાવ માત્ર બળતા અમો દીનના,
ખરે દુઃખ અને ભૂખે જીવનની જલે ચેતના.

તમે કદિક દેખતા ગગન માસ આષાઢમાં,
અમાસ સમ મેઘલી જ્યમ વિભાવરી જામતી.
ભરેલ ભવવાટ એમ તિમિરે રહી કાપવી,
રહે સતત કેમ એ ગમનમાં દિશજ્ઞાન કૈં ?

દિવાલ નિજ હર્મ્યની મનુજ દીનરક્તે ચણી,
વિલાસ નિજ મા'ણવા દીનની ભાખરી ઝૂંટવી.
સમાજ નિજ આપદા સમજવા નચિંતું રહે,
દટાય ત્યમ રાષ્ટ્રનો જન જગે છતો જીવતો.

દ્રવે વિયતવાદળી ત્યમ દિલો અમારાં દ્રવે,
રડે હૃદય ને થતો લવણુ શો ભવ આંસુડે;
હતી નવ હતી થતી વિવિધ શક્તિ જન્મે મળી,
સડાય જગઓટલો અગર ઉજ્જડ સ્થાનમાં.

ઊભી ઘર પલીત પાછળ દિવાલ ખંડેરની,
પડેલ યુગજીર્ણ કો ગૃહતણાં જ્યહીં અસ્થિઓ.
ત્યહીં ગગન હેઠ એકલ થયા અભાગી તણું,
થતું કદિક મોત કો સમયની અનિષ્ટ ક્ષણે.

જતાં કર કૃતાંતને નહિ મળે ત્યહીં પાસ કો,
ત્યહીં નહિ સહોદરો, નહિ જ રે મીઠી માવડી.

... ... ... ... ...

... ... .... ... ...

કરે તિમિર સાથ હા ! પ્રકૃતિ તાંડવનૃત્ય, ને,
હસે તરલ તારલા : ત્યમ હસે છ છાયા ઊભી !
હતું કદિ ન હાસ્ય એ–રુદનથી કઠોરૂં હતું–
ગઈ હૃદયમર્મમાં સકળ ચીસ એ કારમી;
કળાય ઉરભગ્ન એ તિમિર માંહ્ય છાયા ભળી.

**પ્રભાશંકર ત્રિવેદી**

# આમંત્રણ

લીલાં ક્ષેત્રો પરવત ખીણો શૃંગ તુષાર છાયાં,
બીજા તત્ત્વો કુદરત તણાં ઇશની સર્વમાયા–
દીધી મોજે મુજ સહ રહી માણવા હોય ઇચ્છા;
તો તે માટે શશિમુખધરા પ્રેયસિ મ્હારી તુંથા. ૪

આઘે વારિ વિમલ સરિતાનું ઉંચેથી પડે છે,
ઘેરા નાદે નિજ જનકની કીર્તિગાથા કવે છે,
એમાં પંખી સૂર પૂરતાં દિવ્ય સંગીત વહે છે,
જે સૂણીને હૃદયબીનના તાર નાચી ઉઠે છે. ૮

સ્વચ્છંદે સૌ વનપશુ અને પક્ષીઓ ભીતિ હીણાં,
નાચી કૂદી વનફળ જમીને પીએ મિષ્ટ પીણાં;
એ સૌ સાથે ભળી જઇ થવા એક જો હોય ઇચ્છા,
તો તે માટે કમલ નયના પ્રેયસિ મ્હારી તું થા. ૧૨

કૃષ્ણપક્ષે અવનિ ઊતરે શામળો અંધકાર,
ત્યારે ઊંચે નભપટ મહીં થાય શોભા અપાર;
ઝીણી ઝીણી નવલનવલી ભાત રૂડી રચીને,
દીવી મૂકી રજના પતિનો નાટકો રાસ લે છે. ૧૬

પુર્ણિમાએ નભ વિહરવા પૂર્ણ ઇન્દુ ખીલે છે,
ને આંહિની સકલ વનશ્રીને રૂપાથી રસે છે;
લીલી શય્યા ઉપર સુઈ એ દેખવી હોય શોભા,
તો તે માટે સિંહ કટિધરા પ્રેયસિ મ્હારી તું થા. ૨૦

યુગો પૂર્વે પ્રગટયું નહોતું પાપ જ્યારે ધરાએ,
જીવ્યાં'તાં જે જીવન વડીલો આપણાં વિશ્વ બાગે;
ધોળું શીળું જીવન યદી એ જીવવા હોય ઇચ્છા,
તો તે માટે ગજગતિધરા પ્રેયસિ મ્હારી તું થા. ૨૪

[ અનુષ્ટુપ ]

પ્રેમી દ્વેષી દુનિયાના દુઃખનો ભાસના થશે,
પરંતુ મુક્ત આત્માનું સુખ સંપૂર્ણ લાધશે. ૨૯

મલયભદ્ર

# ઉચ્ચ પદવી

" શો તાડ ઉચ્ચ વધિયો અતિ આભ સુધી
મોટો છતાં પથિકને નહિ શાન્તિ આપે;
તેવા ય સૌ જન ભલે અતિ શ્રષ્ઠ કૂહાવે,
શું કામની પદવિ ઉચ્ચ મળી છતાં યે—
ના શ્રય, કોઇ જનનું કરી જો શકે તો !'

: સુલતાનપુર :
[ ગોંડલ રેલ્વે–કાઠિયાવાડ ]

" અભિલાષી "

# દુઃખી શ્વાન

[ મંદાક્રાન્તા ]

નીચે કાને ટપટપ પડે રક્ત ઘેરૂં વછૂટી,
દુર્ગંધી જો દૂર દૂર ગઇ, માનવી મોં મચોડી;
'છેટે છેટે' વચન વદતા માનવી ને ઉદ્દેશે–
'એ! એ! મારો ઘરઘર ભમી ભ્રષ્ટ જો એ કરે છે.'

ખાવા કાજે ઘરઘર ફરે માનવી માર મારે,
ને જો બીજી હૃદય દહતી કારમી વેદના રે!
દોડે ક્યાંથી ? લથડ પગલે આથડે જ્યાં અને ત્યાં,
ને ફેંકાયે જમીન ઉપરે હાંફતો શ્વાન જો આ.

નાકે પાણી પગ તરફડે આંખ આંસુ ભરાયે,
લાંબી ચીસે રુદન કરતો—આપદાથી ઉગારે!
જો જો કેવાં ખદબદ થતાં મસ્તકે જીવડાં રે!
આથી બીજાં નવ જગ પરે કોઇ દુઃખો વડાં રે!

આધિ, વ્યાધિ શિર પર ધરી આકરી, જો ઉપાધિ,
શ્વાસે શ્વાસે ભવન ભટકે રહેમ ભિક્ષા પુકારી.

માધવજી મો. પટેલ

# તાડને

ઉંચો છેક વધ્યો અતિશય અહો ! આકાશને ભેટવા,
મોટેરા તણી મૈત્રીનો અભખરો, હૈયે વસેલો સદા;
આકર્ષી કરૂણા કટાક્ષ મનમાં, મોટો થવા તું ચહે,
લેવા તું રસ સંપદા ગગનની ઉત્સુક ઉરે રહે.

ઉંચેરો નિજ ભાંડુથી જઇ કરે છાનીય વાતો અને–
શાખાપુચ્છ કૃપા કટાક્ષ મળવા હોંશે હલાવ્યાં કરે;
તારો ભાર વધારવા જતનથી ને રક્ષવા તું વળી,
ઉંચેરો જઇને પડે ગગનને પાયે લળીને ઢળી,

મોઢે મોટપ ભાર રાખ્ય હલકાં ભાંડું ગણીને સદા,
ગુમાને મલપી રહી મમતમાં નીચું ન ન્યાળે કદા.
કિન્તુ એ રસને કૃપા નજરની સંપત્તિ સાચી રહી,
માતાના શુભ અંકમાં, ગગનમાં ત્યાંથી જ જાતી વહી;

જે ખોળો તુજને તનુપતનમાં ધારી રહે છેવટે,
તે ખોળે રમતાં દઇ રસ તને ભાંડુ રહ્યાં છે અરે !
જે દી' એ ધરણી તણા તનુ વિષે દૂધે ન રહેશે જરી,
તે દી' તુંય ઊભો નહીં રહી શકે, મોટાઇ જાશે મરી :

ઝંઝાવાત થશે અને પવનને તું તો ઝપાટે ચડી,
–ના ઝાલી શકશે તને ગગન ને—જાશે સમૂળો પડી.

પુરૂષોતમ પું. શાહ

# "વર્ષા – વિભુનીકળા"

[ વસંતતિલકા ]

વ્યોમે થતા ગડડ શબ્દથી નાદ ભારી,
વૃષ્ટિ પડે અવનિમાં અતિ ધોધમાર;
ને દીસતું ય સઘળે સ્થળ પાણી પાણી,
ભીની ધરા કરી ઘને અતિ તૃપ્ત જાણી. ૧

વિદ્યત્ કરી ચમક, હર્ષથી દર્શ દૈ ને–
પાછી ફરી ગગનમાંહિ છુપાઇ જાતી;
કેકા કરી મયૂરી સંગ મયૂર નાચે,
વૃષ્ટિ થતાં જગતના સહુ જીવ રાચે. ૨

ઉન્મત્ત યૌવનમદે વહતી સરિતા,
હર્ષિત થૈ ઉદધિ પ્રીતમ સંગ ઇચ્છે;
પ્હાડો, વનો પ્રણયવેગ થકી વટાવી–
ચાલે ત્વરીત; પ્રણયી પરિરંભવાને. ૩

શોભે બધાં સર–નદી સલિલે ભરેલાં–
ને નિર્ઝરો ખળળ નાદ કરી વહે છે;
પૃથ્વી બની હરિત, તે અતિ રમ્ય લાગે,
જોતાં 'વિભુતણી કળા' ઉર–'ઊર્મિ' જાગે. ૪

"અભિલાષી"

# દેવી

દેવી જ્યાં હતાં મસ્ત આપણુ બંને
ત્યાં આવ્યો કુટિલ કાલમુખો કલિ
નહોતું કોઈ જોતું વાટ એની
ઉતાવળે કાયા તરણા તળે ઢાંકી દીધી
દેવી બોલ બોલ

જોવા તને આંખડી ઘેલી બનતી
ઉરે ઝુરે મારો પ્રાણુ બપૈયો
સુણવા તને કર્ણ સરવા થતા ત્યાં
આત્મમાં એક અવાજ આવે
શું બોલું હું શું બોલું ?

તમ પાસથી ગઈ હું દિવ્ય દેશે
તમ માટ માર્ગ સરળ કરૂં હું
આવો નરનારીઓ અહીં બધાં
જીવનનો અંત નથી જરા જ્યાં
ફરી કહું હું ફરી કહું

મીઠી આશિષની વીરડી વહેવડાવી
શીળી મારી છાયા ફેલાવી
ગઇ ગઇ ઊડી આત્મમાં હું તો
આવું ફરીના એ જ માર્ગે

શાંતિલાલ મહાજન

# દેવી

નહિ જાણું છતાં લખું તુજ વિષે
માફ કરજે દેવી તું મને
સમાજે રહી પુણ્ય પ્રવૃત્તિ કરતી
સ્મૃતિ એજ તારી મુજ મન હરતી

અને છતાં પણ ઈશ્વરને જ ભૂલતી
જીવન વંટોળે સુસ્થિર રહેતી
છાંયો ઢાળી નિહાળી રાચી રહેતી
મૂર્તિ તારી મુજ સમીપે ખડી થતી

ધન્ય તારૂં જીવન હતું એ
પ્રાણુથી પ્યારૂં પંખેરૂં એ
ઉડયું જ્યારે પ્રભુ પાસ જાવા
હૈયું મારૂં માંડયું ડોલવા ત્યાં

શાંતિલાલ મહાજન

# નારી

દેવ દીપક ને જીવન દીપક
એ સૌને હૃદયે પ્રકટાવી
સ્નેહ સુધા નયને ઉભરાવી
ભાવ થકી મૃદુ શબ્દ ઉચ્ચારી
આવી એ નારી—૧

જીવન સૌરભ સદા ભરનારી
ગગન પંથે વિહરનારી
સ્મિત થકી હૈયાં ભરનારી
ઉરનાં દુઃખો દૂર કરનારી
આવી એ નારી—૨

રંગ ભર્યું જીવન કરનારી
અંધારાને દૂર કરનારી
રસાત્મના દર્શન કરનારી
દિવ્ય પ્રેમથી મસ્ત થનારી
આવી એ નારી—૩

શાંતિલાલ દામોદરદાસ મહાજન

# અનંતતાને આરે

[ ભૈરવી ]

કુંકુમ વરણી ઉષા ઉગે, વિશ્વતણા આંગણિયે,
વિવિધ રંગે પૂરે સાથિયા, વિશ્વતણા બારણિયે.
રંગઝલકની અજબ મિલાવટ, જોઇ જોઇને મતિ હારે,
કવિ–ચિતારો, કવે, ચિતરે શું, અનંતતાને આરે?

ઉષા જાતાં ઉડી રહેતા, ભાર્ગવ-તેજ-ફુવારા!
રક્ત કમલ દલ ગુચ્છા શા એ નભ–મંડલમાં સુહાતા!
ને ધગધગતા અંગારા શા મહાજ્વલંતજ્યોત જલાવે!
કવિ–ચિતારો, કવે, ચિતરે શું, અનંતતાને આરે?

દષ્ટે પડતા પૃથ્વીપાટલે. દીર્ઘપટ સપ્તાબ્ધિના:
વિશ્વવિપુલતા ત્યાં ભાસે છે: ના ત્યાં છે ઠગ દષ્ટિનાં
જલજલઅમ્બાકાર ભાસે, પ્રલયપૂર આવ્યું જાણે!
કવિ–ચિતારો, કવે, ચિતરે શું, અનંતતાને આરે?

સાગર–સરિતા ભેળા થાતાં, અજબ મસ્તીના મદે ચઢે,
સરઅર સરરર ગતિએ વ્હેતાં, પ્રણય ઉમરા ઉભરાવે;
પ્રણય–પંથ ને ઐક્યના એ દિવ્યપાઠને શિખવાડે,
કવિ–ચિતારો, કવે, ચિતરે શું, અનંતતાને આરે?

મૂળથી વ્હેતી આવે સરિતા, કૈં ગિરિવર ગર્વ હરંતી,
પ્રચણ્ડ–શિલા–શ્રૃંગો તોડી, ધસતી નૃત્ય કરંતી;
ખળખળ ખરરર ગર્જન–ગીતો રમ્ય-રૌદ્ર-સ્વરે આલાપે;
કવિ ચિતારો, કવે, ચિતરે શું અનંતતાને આરે?

વનવન, શૈલે શૈલે, વૃક્ષે, ઉડી કલ્લોલે પંખીડાં!
મધુરા કલરવ કિલકિલાટે, ગાતાં ગીતો સૂરીલાં!
દર્દે દાઝયાં દિલડાં હારી, આનંદ–હિંચોળે હિંચાવે!
કવિ–ચિતારો, કવે, ચિતરે શું, અનંતતાને આરે?

હરિત કુમળાં વૃક્ષો, વેલી ફળ ફૂલડાંએ લચી રહ્યાં !
ખાતાં ખૂટે ના મિષ્ટ મધુર ફળ, પ્રભુ–કૃપા દર્શાવી રહ્યાં !
ને મધુકર ગુંજી ફૂલડે ફૂલડે, સૌરભ જગતે સોરાવે !
કવિ–ચિતારો, કવે, ચિતરે શું, અનંતતાને આરે ?

શિતલ સુખકર અનિલ લહરો, મંદ મંદ જ્યાં વાઇ રહે !
પ્રભુ લીલા ગુણગાન ગજવતી, વિશ્વવિષે છવરાઇ રહે !
ધમસાણ પ્રલયનાં કદિ મચવાતાં, રુદ્રરુપે જ્યાં વંટોળે !
કવિ–ચિતારો, કવે, ચિતરે શું, અનંતતાને આરે ?

રજની આવે શ્યામલ સાળુ, અંગ ધરી કો વેળાએ,
જાણે શરમાતી બાલા શી, પગલી માંડે જગદ્વારે !
ને કો વેળા મલપંતી એ શ્વેત સાળુ ધરીને આવે ,
કવિ–ચિતારો, કવે, ચિતરે શું અનંતતાને આરે ?

અમૃતના સાગર રેલવતા, શશધર ઉગે નભ દ્વારે,
ધવલ કમલ દલ ગુચ્છા શા એ સોહંતા સોળ કલાએ;
ને દૂધ દૂધ જેવી રૂપલ જ્યોત્સ્ના, વિશ્વવિષે એ વરસાવે,
કવિ–ચિતારો, કવે, ચિતરે શું, અનંતતાને આરે ?

વ્યોમ–આંગણે તારક–ફૂલડાં, છૂટાં છૂટાં છવરાઇ રહ્યાં,
નભ–મંડલ જ્યાં દૃષ્ટિ દોડો, ત્યાં ત્યાં દૃષ્ટે એ પડનાં;
અનંત બ્રહ્માંડોની પ્રતીતિ : નાસ્તિક હૃદયો પલટાવે,
કવિ–ચિતારો, કવે, ચિતરે શું, અનંતતાને આરે ?

કાળ અંધારી રાતલડિયે, પ્રવાસ–પંથ ભૂલ્યા પથિકોને,
આછા આછા નિર્મલ–તેજે, શુક્ર–તારક પથ દર્શાવે,
રઝળ્યા–રખડયા, ભટકયા–શ્રમનો બદલો વાળી એ આપે,
કવિ–ચિતારો, કવે ચિતરે શું, અનંતતાને આરે ?

ચન્દ્રશંકર ધિરજરામ પંડયા

# સ્વપ્ને સુંદરી

વ્યોમે ચંદ્રિકા ખીલી, સુધા-શીકર સિંચતી;
સંયોગીને પ્રમોદંતી, વિયોગી ઉર બાળતી.
બેઠાં હર્મ્ય-તલે પેલાં, રસીલાં નવદંપતી;
અઢેલી એક બીજાને, ઝીલતાં વિધૂ-કૌમુદી.

માતરિશ્વા વહી ધીમે, પુષ્પ-સૌરભ સોરતો;
ઉદ્દભવી વારિ-વીચિને, ચંદ્ર-બિંબ નચાવતો.
મંજુ સ્વરે પ્રકૃતિનું, ગાયે ગાયન કોકિલા;
ઉઠી અનંગની જ્વાળા, બાળે ઉર વિયોગીના.

પડેલી સુંદરી સ્વપ્ને, લવે નિઃશ્વાસ નાખતી;
"પધારો પિયુજી! પ્યારા! ઝૂરે છે તવ ભામિની.
"સાલે છે વેદના મારે, હૈયે વિરહ-દુઃખની;
"બુઝાવો શીઘ્ર આવીને. વેદના વિરહિણીની.

"સુકાયે સરીતા ગ્રીષ્મે, કૃષ્ણ પક્ષે યથા શશી;
"વિયોગ-શૂલથી તેવી, માહરી થઇ છે ગતિ.
"નગુણા નાથ આ દાસી, તરસાવો વધૂ ના હવે;
"યૌવન-કલિકા ખીલી, ચુંમો ભૃંગ બની તમે.

"બનો ચંદ્ર તમે વ્હાલા. બનું હું વિધૂ-કૌમુદી;
"બનો જો મેઘ વ્હાલા! તો, બનું હું તવ મેઘલી.
"ઇચ્છા જો શુકની હોયે, બનું હું તવ સારિકા;
"ચક્રવાક બનો તો તો, ચક્રવાકી બનું સદા.

"અંબ વૃક્ષ બનો પ્યારા! બનું હું નવ માલિકા;
"વાયુની લે'રીએ હિંચુ, પ્રમુદિત મને સદા.
"વિયોગિણી મટી જૈ હું, સંયોગિણી બની રહું;
"પ્રિતમની સમીપેથી, ના કદિ અળગી રહું."

લવતી સુંદરી સ્વપ્ને, દોડી કંથ સમીપમાં;
ઝબૂકી જાગી જુએ છે તો, અટૂલી નિજ સેજમાં.

**હિરાલાલ ધીરજરામ પંડયા**

# સંસાર બંધન

સ્નેહે સત્કારને કાજે, તાતના હસિતાન ને;
ઉષાએ રક્ત રંગેથી, રંગોળી પૂર્વમાં પૂરી.

ધીમે ધીમે કુસુમ કલિકા વિકસે છે ગુલાબ,
તેવું રૂડું સુખદ મધુરું ઉઘડે છે પ્રભાત;
નિશા કેરી તિમિર—પડદી પૂર્વથી ઓસરે છે,
ચારૂ ચિત્રો કુદરત તણું સ્પષ્ટ દૃષ્ટે પડે છે.

અંશુમાલી ઉદયગિરિએ રશ્મિ-સેના ચલાવે,
જાણે કોઈ નૃપતિ સમરે નિજ સેના ચલાવે;
ફુવારો ત્યાં અમિત દ્યુતિનો ઉડી ચૈતન્ય અર્પે,
ને ચૈતન્યે, સમી જડ નિશા શાંતિ, પ્રવૃત્તિ ચાલે.

અંભોજિની ક્રીડન કરતી ડોલતી વાયુ લે'રે.
સત્કારે છે નિજ રમણને ઉરના સ્નિગ્ધ ભાવે;
પુષ્પો ખીલી પરિમલ બધી આલમે પીમરાવે,
ભૃંગો ચૂમી કુસુમ-રજને પ્રેમમાં ભાન ભૂલે.

અંડજો કિલકિલાટેથી, પાદપો ગજવી રહે;
નાચતાં કૂદતાં ઉડી, ધાન્યા-ન્વેષણમાં પડે.
મધૂરો ઢેલડીસંગે, સુકલા કરી નાચતા;
"ટીહૂ ટીહૂ" કલ્લોલેથી, રસીલાં ઉર રાચતાં.

અણુછતી ટૂહુકારે, અન્યભૃ આમ્રવૃંદમાં;
લ્હેરો મન્મથની જાગે, દંપતી-હૃદ-કુંજમાં.
ઉર્વીએ ઉરની શોભા, વધારી ઉદિતાર્કથી;
પૂજવા રમણી ચાલી, ઉર ઉમળકા થકી.

યજન કાજ નિસર્ગતણા પજો,
રમણી સુમન-છાબ ધરી કરે;
રમતું આવી શિશુ કરને ગ્રહે,
જનની ત્યાં પ્રીતથા અટકી પડે.

શિશુ-પ્રેમ તરછોડી, માતા નવ જઇ શકે;
સ્નેહ ગાંઠ પડેલી તે, તોડતાં કદિ ના તૂટે.

સૃષ્ટિ-સૌંદર્ય નારીને, ખેંચતું અર્ચવા અતિ;
વાત્સલ્ય પ્રેમના ભાવે, માતા ત્યાં અટકી ઉભી.

નદે તરી ઝૂલે જેમ, વિચારે નાર હિંચની;
સંસાર-બંધને લુમ, પૂજા થઇ નિસર્ગની.

હિરાલાલ ધિ. પંડ્યા

# કોકિલાને

મીઠી મોંઘી શાણી, ઋતુપતિતણી તું, દૂતલડી,
સખિ કોકિલે ! તું, પ્રણય-રસની છે, પૂતલડી;
વિખુટાં હૈડાંને, ટૂહુ ટૂહુ કરી તું, મિલવતી,
અને પ્રેમી હૈયે. પ્રીતિ-રસ-ઝરો તું, જગવતી.

મને લાગે તારા. ટૂહુ ટૂહુ ટૂહુ શબ્દ મીઠડા,
સુણી એ શબ્દોને, પ્રમુદિત બનું છું હુંય સદા;
મને એ શબ્દોમાં અજબ લગની ઑર દિસતી.
અને થાયે છે કે પરમ પ્રભુની ત્યાંહિ વસતિ.

ઉંચા આવાસો છે, પ્રિય સહચારિ ! હે ! ! તમ તણાં,
પરન્તું ટૂહુથી, હૃદય, સખિ ! કોરે સરવના;
મને એ ટૂહુનું, સખિ ! ખરૂ રહસ્ય શિખવજે,
ખરે, ત્યારે ત્યારે "હુ" "તું"ની ભિનતા એ દૂર થશે.

હિરાલાલ ધીરજરામ પંડ્યા

# તુંને

અહા ! મીઠાં સ્મરણુ તુજનાં, કદાપિ આ જીવનમાંથી;
ભુલીશ હું ના, સ્મરીશ તુજને, વિસારીશ ના જીગરમાંથી.
ગણી તુંને ભગિની એક, બન્યો ભ્રાતા હૃદયથી હું;
સદા તૃષા દિલે છે મમ, જીગર મુજ વાંચ મળીને તું.

હતું સ્વચ્છને પવિત્ર ઉર, પવિત્ર જે સદા રહેશે;
કદી દીદાર ભુલીશ હું પણુ, સ્મરણુ તુજનું સદા સહેશે.
કરૂં દર્શન મળી એક વખ્ત, અભિલાષ છે હમેશ મુજને;
અનેરા સ્નેહ સ્મરણોથી, હજો કોટિક નમન તુજને

*    *    *

આવું ખેંચાતો પાસ હું, તું રોજ કયાં ખેંચાય છે?
રે ! ચર્મચક્ષુ આજ તો, ઢુંઢે કે તું કયાં જાય છે!
તુંને પુછી લું પ્રશ્ન એક, મૂંઝવણુ દૂર કયારે થશે ?
જે જે વિચારૂં આજ હું, તેતે સફળ કયારે થશે ?"

[ "કયસરે હિન્દ"
નવરોઝ અંક ૧૯૩૯ ]

મીનુ બરજોરજી દેશાઇ

# વિધવા

[ સખા, કોઈ રે આવે ને કોઈ જાય,
કાગળીયો મારા નાથનો રે–એ રાગ ]

ચડી ચડી રે આભે ઘનઘોર,
કાળુડી ગરજે વાદળી રે,
એનાં કાળજડાં આરપાર,
વીંધીને ઝબકે વીજળી રે.

વાયા વાયા ભયંકર વાયુ,
બારે મેઘ ઉછળ્યા રે;
આજે વીફર્યો વ્યોમે વિરાટ,
તાંડવ એણે આદર્યાં રે.

*          *          *          *

કો'ની માતા દુહિતા કો બ્હેન,
વિહોણી ભાલે ચાંદલા રે,
એની કમરે લચી લટ જાય–
નો'તા માથે ચોટલાં રે.

નો'તી ચૂડલી હાથમાં ચાર,
આભુષણ આથમ્યાં રે;
એનાં યૌવનની આરપાર,
વીંઝાતા વાયુ કારમા રે.

એના સાળુડા આભે કળાય,
કાજળ કાળી રાતના રે;
એના ઘુંઘટ માંહે દટાય,
ભીષણ કાળી વેદના રે.

એનાં આંસુડા સરી સરી જાય,
અવિચળ થીજે આભમાં રે;
એનાં દુઃખડાં મિશ્રિત શાપ,
ખળકે છે એની આંખમાં રે.

એનાં ધ્રૂશકા રે સંભળાય,
દિગન્તને રૂંધતા રે;
ઊંડા નિઃસાસા રે સંભળાય,
દિગન્તને વીંધતા રે.

ઊઠે વ્યોમ મહીં ભણકાર,
ડુંગર સૂણી ધ્રૂજતા રે;
કોઇ કાળના થાય પ્રહાર;
કંકણ એનાં તુટતા રે.

એના પરણ્યાની જલતી રે ચેહ,
હૈડાંને ભડકા વીંધતા રે;
એવી નોધારી વિધવાના આજ,
આંસુડાં કો' ના લૂછતા રે.

—કેશવલાલ દ્વિવેદી
—સૌ. ભાનુમતિ દ્વિવેદી

# ઊર્મિના ઉછાળા

ક્ષપાને સંકેલી, વિધુ ઊતરે અસ્ત માર્ગે, ૧.
પ્રભાકર જન્મે છે, ઉદય શૈલે પૂર્વ પાર્શ્વે;
વિહંગો વિચરે છે, કલરવ કરી વ્યોમ માર્ગે,
નધુમ્મસ ઝરતું છે, ઉડે છે એ ઉર્ધ્વ માર્ગે.

ઝરે છે નિરાંતે, નિરમળ અતિ નીર ઝરણાં, ૨.
તરલ દેખાયે શાં, સરલ ભાવે વ્યોમ વરણાં;
હરિયાળી પૃષ્ટે, થનગન કૂદે કંઈક હરણાં,
શૃગાલોનાં બાળાં, કૂદી કૂદી લીએ માન શરણાં.

કલાપી નાચે છે, અભિનય કરી અશ્રુ વેરી, ૩.
મયુરી વીણે છે, અતિ ઝડપથી દોડી આવી;
પરિમલ પુષ્પોએ, વિકસીત થઇ વિશ્વે પ્રેરી,
વહે ધીમે વાયુ, અડી કુસુમને સ્નેહ લાવી.

વિમલ હૈયાં વાળી, વસુમતી મહા શક્તિ સરખી, ૪.
વસન નવલાંધારી પુલકિત થતી સ્હેજ હરખી;
પ્રકૃતિનાં વ્હાલાં, અજબ એવાં દૃષ્ય નીરખી,
નતૃપ્તિ નેત્રોને, અતિ ઉછળતી સ્નેહ ઊર્મિ.

ખુદાબક્ષ અલીભાઇ શેખ

# પ્રાર્થના

વિભુ ! વાસો અંતરમાં વસી રે'જે,
વસતાં હસતાં સદા હૈયાં દેજે; વિભુ૦

અખૂટ શક્તિનાં ઉડણુ આપી, પાંખ ગગનગામી દેજે,
ઉડીએ ત્યારે નાથ તું પાંખે ચડીને અભય ભરી દેજે; વિભુ૦

જગ પર ઠરીએ પાંખડી છાંયડી જગની બનાવી દેજે,
આંખડીએ અમ અમીનાં આંજણુ નાથ ! બની તું રે'જે; વિભુ૦

નિર્ભય નેણે પાપના સામી કોપ નજર નાથ ! દેજે,
પાપ પ્રચંડ ઉડે ધૂપ ત્યારે, પાંપણુ તું બની રે'જે; વિભુ૦

નાડીનો વિજય વિસામો બનીએ રોમે રોમે રમી રે'જે,
અભય શક્તિના ઉડે ફુવારા, જળધારા બની રે'જે.

વિભુ ! વાસો અંતરમાં વસી રે'જે,
વસતાં હસતાં હૈયાં સદા દેજે,
વિભુ ! વાસો અંતરમાં વસી રે'જે

પુરૂષોત્તમ પું. શાહ

## વેદના

[ મિશ્રો ]

કવનો રચું હું ઊર્મિ ભરેલાં,
ત્હોયે ન વાંચે ગૂજરાત 'ગાંડી',
જાગૃત કરવા મન ઇચ્છતો હું
મ્હારાં પ્રયત્નો સહુ વ્યર્થ જાતાં.

## અહિંસા

લાઠી પ્રહારો કરજો ખુશી થૈ
તોયે અમે આજ નિઃશસ્ત્ર ઊભાં,
અહિંસા તણો ભેખ હૃદે ધરીને
ગાંધી ઇસુ ગૌત્તમને સ્મરતો.

લવજી રાવલ

# સીમન્તિની

[ શિખરણી ]

અરીસાની સામે, અલકલટને ગૂંથતીને,
રહી બાંધી વેણી, પરિમલ પ્રસારી એ લલના.
કપોલે કીધી ત્યાં, મૃગમદ તણી બિન્દી બીજશી !
અહા ઉગી જાણે, અજબ દીપતી ભાલ ટીલડી.

ગુલાબી વાતોએ, મધુર મલકી માનુનિએ,
પૂરે છે રંગોળી, મધુપ દીલની કુલવધુએ.
ઝુલે છે હૈયામાં, મદ ઊભરતો અંગ વિલસી,
પ્રકાશે નયનોમાં, જીવનરસની જ્યોત મીઠડી.

બજે છે બંસી શી, ચરણ યુગલે ઝાંઝરી ત્યાં,
મધુરા સુરોએ, પ્રણયરસની યાદ અર્પે;
સીમન્તિની સ્નેહે, પગલી ભરતી જાય નદીએ,
પનિહારી રૂપે, અજબ મસ્તીખોર બનતીઃ

ભરી બેડું માથે, હૃદયરસની રેલ રસતી,
સખીઓની સંગે, વદતી મધુરૂં હાસ્ય કરતી;
મધુરા વાત્સલ્યે, સુભગ ધરતી ભાવ કુમળાં,
ધરી આશા હૈયે, રસમય બનાવા જીવનને

ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

# દેશભક્તિ અને ઉદ્‌બોધનના

# કાવ્યો



## અનુક્રમણિકા

# મહાસભા

[ ગુલબંકી ]

રાષ્ટ્રમુક્તિની જમાત
હિન્દને સ્વતંત્ર પારણે હિંચોળવા વિરાટ
ઘોર નિંદ રાષ્ટ્રની મિટાવવા મથે તું આજ
એક મંત્ર મિઠડો ગજાવતી જુએ સ્વરાજ

ને જવાહરો વિરાટ
પ્રાણવાયુ ફૂંકતા; હસી હસી સહૂ ગુલામ
આંગળી ચિંધી રહે ન્હુણે રહ્યું મિઠું સ્વરાજ
મુક્તિનાં અનેક મંત્ર શિખવી રહી તું આજ

સંવતો વિતી પચાસ
નિર્મળી મધુર છાંટતી તું સર્જતી સુવાસ
સંપનો સિતાર મિઠડો બજી રહે અનન્ત
મુક્તિ માતના વિરાટ સ્ફૂરણો ફૂટી રહન્ત
એકદા હતી જ આંહિ ભૈરવી અઘોર રાત
જો દિસે ન્હુણે ક્ષિતીજ પેં પ્રકાશતું પ્રભાત

કાન્તિ વડોદરીઆ

[ નોંધ : "પ્રતાપ" નાં ૧૯૩૭નાં અંકમાં પ્રગટ થયેલ છે. ]

# તારૂં સ્વરાજ્ય તું છે?

જીવન સ્વતંત્ર તે શું? જરી જીવિતે ઝુકી જો!
મનને પૂછ્યા કરે શું? તું પ્રાણને પુછી જો! ૧

ચમકાવ તું રગેરગ; પુલકાવ રોમ રોમે!
સળગાવ તુજ રગેરગ: જોબન જમાવ જોમે! ૨

છાતી પુલાવી દે તું! કદમો મિલાવી દે તું!
તુજ દમ ઘુંટાવી દે તું! મસ્તી મચાવી દે તું! ૩

દિલભર દિલે ઝુકી લે! તું દમબદમ ખીલી લે!
આગે કદમ વધી લે! દુનિયા બધી જીતી લે! ૪

કુદરત કરે મજૂરી: પ્રભુનો તું પણ હજુરી!
તક જોગવી લે પુરી: દાનત ન તુજ અધુરી! ૫

તું એકલો ધસે જ્યાં ત્હારૂં જગત વસે ત્યાં!
સ્વાધીન હિન્દ તું છે: તારૂં સ્વરાજ્ય તું છે! ૬

લલિત

# મોખરે

[મિશ્રોપજાતિ]

સંગ્રામ આ ધૂમ મચી રહ્યો છે,
ને મોખરે વીર ઊભા ચુનંદા,
એનાજ પાણી પર સૌ મદાર,
તોળાઇ રે જીત તણો રહ્યો છે—૧

એ વીર યોદ્ધા જયમ મસ્ત ઘૂમે,
સૌ ભાન ભૂલી જઇને ઝઝૂમે,
રે જીત જીતો–બસ એક લક્ષ,
એ કેન્દ્ર આદર્શ લુમે સમક્ષ—૨

એવીજ હોજો મતિ આપણી એ,
એવીજ હોજો ગતિ આપણી એ,
એવીજ હોજો રતિ આપણી એ,
વાવીજ એ બીજ ચલો લણીએ.
શાળા, કચેરી વળી રે બજારે,
આ જિન્દગીના પથ કૈં હજારે,
રોજિન્દી સૌ રે દિનની ધમાલે,
બસ ધૂન એ હો કરીએ કમાલે—૩

રે વાટ વાટે, ખલુ હાટ હાટે,
રે ઘાટ ઘાટે, રહીએ ઝઝૂમી,
ગૃહે કુળે દેશ સમાજ મધ્યે,
કર્તવ્ય–પ્રેમી રહીશું શું ઘૂમી.
રે કાયરો મોત થકી ડરે છે,
ખરે ખરે આપણ મોખરે રે!—૪

ऋतुनां कुसुमाकर

# શુરાતન મને ચડે

[ પૃથ્વી ]

શુરાતન મને ચડે; વિરલ કાય જ્યારે તહિં
દ્દસે પરમ મુક્તિનાં ભભુકતાં જ આંદોલનો;
અસંખ્ય મનુવંશજો જનમભોમ કાજે જહિં
અહિંસક લડાઇનાં નિમ લઈ કરે સામનો.

શુરાતન મને ચડે; જનમભોમને ઉંબરે
જવાહર–સુભાષની વિરલ જોડ જ્યારે ઉભે,
કરે કર મિલાવતી પરમ મુક્તિ યજ્ઞે ચડે;
સ્વતંત્ર જનની તણું સુખદ સ્વપ્ન જ્યારે રચે.

શુરાતન મને ચડે; ગભિર મૌન ને શાન્તિથી
વિરાટ સમુદાય એ શુર જગાવતો સૌ મહિં,
જહિં શિર નમાવતો ધ્વજ તણી કરે વન્દના.

શુરાતન મને ચડે; ચિર જવલંત જ્યારે ઉભે
ભવિષ્ય તણી ભારતી ક્ષિતિજ પે બહુ હોંશથી;
તૂટે જહિં જ જંજીરો જનમભોમની કારમી.

('પ્રજાબંધુ'–૧૮ સપ્ટેમ્બર ૧૯૩૮) કાન્તિ વડોદરીઆ

# શહીદ

[ પૃથ્વી ]

સમસ્ત જનતા મહિં ખળભળાટ ગાજી રહ્યો
બહાદર હરેનનીજ અવસાન ગાથા સુણી;
અજોડ બલિદાનથી વીર હરેન માણી ગયો
ભવોભવ થકીજ જે ન મળતો જ લ્હાવો કાદ.

શહાદત તણી કિતાબ ઇતિહાસ પાને લખી
હરેન મુનશી સુતો શિતલ સોડમાં હોંશથી;
અણુ અણુ શરીરનાં કૃશ થઇજ કંપ્યાં હતાં,
છતાંય નિજ આત્મની વિરલ જ્યોત હોલાઇના.

અને અવરનાં દુઃખો મિટવવાજ તેણે રચી,
મ્હણે પરમ ત્યાગની વિરલ મૂર્તિ આનન્દથી;
અને અખિલ દેશનો શહિદ વીરલો આજથી
મ્હણે ઝગમગી રહ્યો નિજ પ્રકાશનાં સૌમ્યથી

તહિં જીવનની કલા ઉલટ ભેર સંકેલતો
રૂડો શહિદ દેહનાં ગભિર દોર તોડી રહ્યા.

કાન્તિ વડોદરીઆ

**નોંધ** : 'પ્રતાપ'નાં ૧૯૩૮નાં દીપોત્સવી અંકમાં પ્રકટ થયેલ છે.

( જાન્યુઆરી ૧૯૩૮માં ઢાકા જેલમાં અવસાન પામેલ શ્રી. હરીન્દ્ર મુન્શીને અંજલી )

# ભારતીય યુવાનને

અવનિમહીં આજ રડી રવડી,
તુજ ભારત દીન બની જ પડી,
વરસી રહી ચહુદિશ આગ–ઝડી ?
અતિ દુ:ખભરી એની આંખડીથી નીતરી નીતરી જલ-બિન્દુ ઝમે !
ત્યારે હાય રે હાય યુવાન ! તુંને કેમ મૂક બની રહેવું જ ગમે ?

ઉન્હાં આંસુની ધાર રહી દડતી !
એક આહ અબોલ સરી પડતી !
નયનો, જલતાં હૃદયો મહીંથી—
કચડાઇ, દુભાઈ, પિસાઇ અને જડ રૂઢિતણા ઘણ–ઘાવ ખમે !
ત્યારે હાય રે હાય યુવાન ! તુંને કયમ મૂક બની રહેવું જ ગમે ?

જરી જો તુજ આંખ ઉઘાડી કરી,
સમભાવ, દયા હૃદયે જ ભરી,
છૂપી ચાલી રહી કૈં ક્રૂર છરી ?
નિર્દોષ, અબોલ, દુ:ખી જનનાં શિર ઉપર કાળ કરાળ ભમે !
ત્યારે હાય રે હાય યુવાન ! તુંને કયમ મૂક બની રહેવું જ ગમે ?

જુનવાણી સમાજની ભીતરમાં,
ઉકળે ચરૂઓ જહીં સિતમનાં !
શેકાઇ અનેક નસેનસમાં—
ચિત્કાર કરે, ઉર–દાહ વડે, બળતાં–જલતાં નિજ દેહ દમે !
ત્યારે હાય રે હાય યુવાન ! તુંને કયમ મૂક બના રહેવું જ ગમે ?

દગ્ ફેરવ્ય તું લગ્ન-વેદિ પરે,
કુમળી કળીએ તીખી છૂરી ફરે!
નયણાં નયનેથી આંસુ ખરે!
લાખો જિવન વૃદ્ધ, અજ્ઞાન અને રૂઢિચૂસ્ત અસુરોને હાથ રમે!
ત્યારે હાય રે હાય યુવાન! તુંને કયમ મૂક બની રહેવું જ ગમે?

સૂણ, ક્રન્દન કાળી ચીસ પડે!
અગ્નિ-ઝાળમાં દેહ અનેક બળે!
વિધવા-હૃદયે કૈં જ્યોત જલે!
નરી સ્વાર્થ પટુતાનો ભોગ બની, કુમળાં હૃદયો નિઃશ્વાસ ધમે!
ત્યારે હાય રે હાય યુવાન! તુંને કયમ મૂક બની રહેવું જ ગમે?

સૂકી રોટી વિના મરતાં જનને,
નિરખ્યાં નહીં આંસુ ભર્યાં નયને?
કરે સાદ હજાર હજાર તને!
દુઃખમાં, ભૂખમાં રીબવી રોબવી, પકવાન ધનિક અનેક જમે!
ત્યારે હાય રે હાય યુવાન! તુંને કયમ મૂક બની રહેવું જ ગમે?

ઉઠ, જાગ, હવે નિજ મંત્ર લઈ,
સડતા જગને પડકાર દઈ,
કર ક્રાન્તિ શૂરો સરદાર થઈ!
સ્વાતંત્ર્ય, સમાન હકો, સુખ ને સંસ્કાર મળે જહીં ભારતને!
ત્યારે ધન્ય રે ધન્ય યુવાન! એ યૌવન, શક્તિ અહા! તુજ સાર્થ બને!

મોહનલાલ ધનેશ્વર દવે

# નવયુવાનને

[ વસંતતિલકા ]

યુવાન કાં શિથિલ સૌ તુજ ગાત્ર ભાસે !
ઉત્સાહ–તેજ–હીન, દીન સમો દીસે છે !
પોકાર સર્વ તુજ નામ તણો કરે ત્યાં
નિરાશ ભીરૂ થઈ આજ લપાય છે કયાં ?

ઉકેલી જો જગતના ઇતિહાસ તાજા !
પ્રત્યેક પૃષ્ટ લખી યુવક ત્યાગ ગાથા :
જો શિષ્ટ આ નવ સમાજ જગે ચણાયે !
એકેક કંકર યુવાનની કીર્તિ ગાયે.

ધ્રૂજે ધરા તૂટી પડે કંઈ જીર્ણ દુર્ગો
તોયે તું જીર્ણ ગૃહ તારૂં ન કાં સમારે ?
જો માનવી જીવન જીવવું હોય તારે ?
તો યુગ ધર્મ ઝીલી ચાલ તું કાળવેગે ?

આશા માટે ઉભી કંઇ વનિતા અહિંઆ !
ટોળાં તું જો પીડિતનાં તુજ દ્વાર આવ્યા !
એની અનેક જૂની ઉર વ્યથા ભૂલીને
શું શુષ્ક દુન્યવી વિલાસ તને ગમે છે ?

સો વર્ષ જીવવુ યુવાન તું ઇચ્છ શાને ?
ફર્જે વફા રહી ફનાજ થવું ન શાને ?
એળે ગઇ જીવનની પળ કો અમૂલી
તો માનવી જીવન જીવ્યું, ન જીવ્યું ભાઇ !

ઉંઘ્યા બહુ ઉઠી સહુ અહીં એક થાઓ !
લાવો વીણી વીણી પીડિતની વેદનાઓ
અન્યાય દુર્ગની રહી સહી ખંડીયેરો
તોડી વિશાલ નવ દિવ્ય રચો મહેલો !

**ગણપતરામ રે. ત્રિવેદી.**

# જુવાન

[ પૃથ્વી ]

શકિત, ચપળતા અને પ્રણયનાં દિલે ઉછળે
પીયૂષ ઝરણું ભરી હ્રદય તાઝગી નિર્ઝળે
મને જિગરથી; કરે નભ–જમીં કડાં એક,ને
ગૃહી નિજ કરે ચહે–'અબળ ને કરૂં સિંહશા.' ૧

કરી દીન અને દુઃખી તણી સહાય સ્નેહે, વળી
બધી અકથ વેદના મનુજ ઊરની કાઢતો;
ભુલેલ જનને રૂડો સરલ પંથ દેખાડીને–
બધાંય જગનાં કુડાં અનિષ્ટ બંધનો કાપતો. ૨

તરંગ ઉછળે ઊરે, અકલ્પ્ય કે ભરી ભાવના,
નહીં અશકય કૈં જુવાન દિલને દિસે સૃષ્ટિમાં;
પ્રમાદી દિલમાં પૂરે અજબ ચેતના પ્રેમથી,
પ્રગાઢ તિમિરે ભરે વિમલ તેજ ઉષા તણા. ૩

જુગોથી જકડાયલાં જીવન ડારતાં બંધનો–
કરી વિમુક્ત તેહને સ્વપન સૃષ્ટિમાં પ્રેરતો;
દુઃખી મનુજ બાળના હૃદય તાપ ઓછા કરી–
બધે ફરફરાવતો વિજયધ્વજ એ મુક્તિનો. ૪

પરાગ નિજ પ્રાણનો સકલ વિશ્વમાં રેડતો,
પ્રદીપ નવ કાન્તિનો મનુજ ઊર પેટાવતો;
વગાડી જયનો બતો અતુલ નિજ શક્તિ થકી,
પ્રસૂપ્ત જગમાનવી, હુરખભેર ઉઠાડતો, ૫

"અભિલાષી"

# યુવકની અભ્યર્થના

[ શિખરિણી ]

પ્રભો ! ગાડી ઘોડા ગગન ચુંમતા મ્હેલ ગરવા,
ભુલાવે કૈં દુઃખો અવનવ ધરી વૈભવ રુડા;
હજારો સેવિકા શિર ઝુકી રહે વેણ વદતા,
ન માગું હું વ્હાલા ! ઉચ્ચ પદ અને શાસન–સત્તા.

દયિતાની સંગે ઉપવન વસી સ્વર્ગ સરખું,
મધુરા સંગીતે જીવન જીવવું ધન્ય કરવું;
અરે ! ઇચ્છું ના, ના અઢળક ધરૂં સંપદ અને,
અનેરા આનંદે વિવિધ વિજયો સુલભ બને.

બગીચા શોભીતા, ફૂળપુલતણી રમ્ય ખુશબો,
ખીલેલા સૌંદર્યે, મનહર મીઠા પક્ષી ટહુકે.
ન તો રાચું વિભુ ! જનમુખ વહે કીર્તિ જગની,
સુણી સંસારે આ અધિક સ્મરતો આશ ઉરની:

નીતિ ઉરે ધારી મલકતો ઉનાં અશ્રુ લૂછતાં,
દિલાસો દુઃખીનો બની રહું વિભુ ! હું જગતમાં.

માધવજી મો. પટેલ

# યજ્ઞની જ્વાળા

[ ખંડ પૃથ્વી ]

અખૂટ ઉર આગ જાળ અતિશે ભભૂકી રહી—
જલી ઉર ઊંડાણમાં વિતક ત્રાસ સર્વ સ્મરી;
સહી દીક્ષ જલાવતાં અગમ મન્થનો આકરાં
કરી અફર બાપુ એ !
કરી અડગ નિશ્ચયો કઠિન તેં તપો આચર્યાં.
નવું સૃજન વિશ્વમાં સરજવા વિધાતા ધસે—
ધસે પરમ મુક્તિ માટ શુચિ ચિત્તથી બુદ્ધ કો
કરી સુભગ ભૂમિને, સકળ સંસૃતિક્ષેમનું—
દિલો સહુ જગાવતું
થયું તુજ મહાભિનિષ્ક્રમણ તારક ત્હું બની.
થયેલ નિજ ભાંડુએ ક્ષુધિત ને નવસ્ત્રાં ઘણાં:
લહી, પરમ ભોગની ગ્રથિત થૈ ઘણીએ કથા.
અમોલ અવતારમાં જીવિતના પ્રવેશો મહીં
બધી વિરલ એ કથા
અજોડ ઇતિહાસમાં પ્રથમ ભૂતળમાં રહી.
અલૌકિક સુહાસ્ય એ પ્રણય ઇસુ જેવો હૃદે;
વળે પ્રિય સુદર્શને થઇ ઉતાવળા ગોપ શા
જનો વિરલ જીવિતે પરમ શાન્તિને પામવા.
કલેન્દુ કિરણો સમાં
અમોલ વચનો યુગો પછી જગે ફરી સાંભળ્યાં.
જલે ચડચડાટ નાદ કરતી ઉંચી જાળ સૌ
સમસ્ત જગશાન્તિ અર્થ સુપવિત્ર જે યજ્ઞની—
જ્યહીં અતુલ ભોગ જીસસ સમા પડીઆ—ત્યહીં
પડેલ તુજ ખોટ શું ?
ખપે અતુલ ભોગ શું ? .... ... ....

• પૂજ્ય ગાંધીજીએ તા. ૮–૫–૩૩ના
રોજ આરંભેલા ઉપવાસનો છઠ્ઠો દિવસ

પ્રભાશંકર ત્રિવેદી

# સ્વાતંત્ર્ય સુસ્વાગતમ્

[ ઝુલણા ]

આજ આકાશ અવનિ અને શેષની–
ભૂમિના ભેદને ભુંસી નાખી:
પૃથ્વી પેટાળથી આજ આચ્છાદતી
સૂરની સે'ર આ શેની ચાલી ?
આજ સુધી વહેતો હતો વાયુ જે
કેમ આજે નથી એ વહેતો ?
સૂર્ય જે ઉગતો રોજ એવોજ આ
સૂર્ય આજે નથી કેમ ઉગ્યો ?
મંદ માદક લહરિઓ વડે વાયુના–
દેવ સત્કાર સૂર શીદ છેડે ?
સૌમ્ય કિરણો વડે સૂર્ય એ સૂરને
પ્રાણની ઉષ્ણતા અર્પતા શેં ?
શુભ્ર આકાશના અંકમાં ચંદ્રને
ધ્રુવને શુક્રના તારલા સા;
ખૂબ ઉમંગમાં ભાન ભૂલી જઈ
દેહનું, શીદને નૃત્ય કરતા ?
ઝાડ ને પ્હાડ સાગર સરિતા અને
પ્રકૃતિના બીજા સૌ સપૂતો,
કાનનોની વિપુલ સંપત્તિના સહુ–
અંગમાં આજ ઉત્સાહ આ શો ?

( ૨ )

કૈંક યુગો સુધી જ્ઞાનચક્ષુ હીણા
આપણે માણતા'તા ગુલામી,
ક્ષણિક સુખના ભ્રમિક સ્વપ્નને સેવતા
સર્વને ભાવતી'તી ગુલામી.
પરકા પગ ઉપર જીવતા જીવને
પગ નહોતા ભૂમિ ઊભવાને,

ધૈર્ય હિમ્મત અને શક્તિ હીણા હતા
દેવી સ્વાતંત્ર્યની ચૂમવાને.
સ્વપ્નમાં પણ ન'તું કોઈ દેખી શક્યું–
દેવી સ્વાતંત્ર્યની સૌમ્ય મૂર્તિ,
તો પછી દેવીને ભેટવા ચૂમવા
અંગમાં ઉદ્દભવે ક્યાંથી સ્ફૂર્તિ?
કોઈ ધન્યક્ષણે એક યુગપુરૂષને
સ્વપ્નમાં મુક્તિની મૂર્તિ લાધી,
સ્વપ્નને સિદ્ધિના રાહ પર દોરવા
સત્યની સાધી એણે સમાધી.
કૈંક વર્ષાતણાં વાદળો વહી જતાં
બુટ્ટી એને અહિંસાની લાધી,
મુક્તિની મૂર્તિને ચેતના અર્પવા
આખરે છોડી એણે સમાધી.
ઈશ્વરી શક્તિને પ્રેરણા પિયુષથી
મુક્તિનો મંત્ર એણે પ્રબોધ્યો,
ને પછી પળમહીં પવન સ્વાતંત્ર્યનો
ઝૂંપડે ઝૂંપડે જઈ પહોંચ્યો.
માનવી વેષમાં મૂઢ મેંઢા સમા
ઘોરતા જીવ સૌ જાગી ઉઠયા.
દીન કંગાલ મડદા સમા જીવનનાં
ભ્રમિક સૌ સુખને ત્યાગી દીધાં.

(૩)

પૃથ્વી પેટાળથી આભ આચ્છાદતો
સૂર સ્વાતંત્ર્યનો ગૂંજી ઉઠયો,
स्वागतम् ! स्वागतम् ! શબ્દ ઉચ્ચારતાં,
સૃષ્ટિએ સૂર એ ઝીલી લીધો.

મલયભદ્ર

# એક માગણી

[ ઝૂલણા ]

ખડગના ખેલ મંડાય અવની પરે માતૃભૂમિ તણી મુક્ત માટે,
શત્રુ પણ સાથ દે ન્યાળવા વીરતા દેવગણ ઉપરથી મીટ માંડે;
ધર્મયુધ્ધે મરી શહીદ થઈ જાઉં હું એટલી માગણી ઉર લે જે,
ધખધખે લોહીની નીક આ શરીરથી ઓ પ્રભુ ! મૃત્યુ તું એવું દેજે.

કૈંક વીરો તણા રક્તના સ્વસ્તિકો ભૂમિપટ ઉપરે ભાત પાડે,
કૈંક બ્હેનો મળી વીરના શીર્ષને હાથ પંપાળતી હોય લાડે;
કૈંક બ્હેનો તણા વિરહનાં અશ્રુઓ માતૃભૂમિ તણી પ્યાસ બૂઝે,
આખરી નજરમાં રાષ્ટ્રધ્વજ દેખીએ ઓ પ્રભુ ! મૃત્યુ તું એવું દેજે.

મેઘની ભિષણ એ ગર્જના સાંભળી કેસરી શીષ તોડે શિલાએ,
દેખી પરતંત્રતા વીર દે પ્રાણને એ બધું થાય સ્વાતંત્ર્ય કાજે;
કૈંક મેણાં ખમ્યા કૈંક ટોણાં ખમ્યા કૈંકની લાત ખાધી લલાટે,
ભસ્મીભૂત થાય આહુતિ એ મમથકી ઓ પ્રભુ ! મૃત્યુ તું એવું દેજે.

લક્ષ્મીવંતો ફરે છાતી ફૂલાવીને અમ સમા કોઇના આ ભૂમિમાં
ઉદર પર પગ દઇ રક્ત ચૂસે બધું દીનમાં હોય જે બાકી કણ તે;
ટળવળે બાળકો પય વિના આંગણે વસ્ત્રનું નામ નિશાન ન્હોયે,
દીન એ રક્ષવા જાય મમ પ્રાણઆ ઓ પ્રભુ ! મૃત્યુ તું એવું દેજે.

કૈંક મદમસ્તના ભેદી ગંડ સ્થળો, કૈંકને પ્રાછટીને જમીને,
કૈંક ગર્વિષ્ટના ગર્વ ઉતારીને, કૈંક નર રાક્ષસો હોમી આગે;
કૈંક રાવણ તણાં મસ્તકો છેદીને, કૈંકને હોમીને યજ્ઞ કુંડે,
એ બધું કરી અને આવું તારી કને, ઓ પ્રભુ ! મૃત્યુ તું એવું દેજે.

રામભાઇ વી. ત્રિવેદી.

# -: ચૌદમી ટોપી :-

[ઝુલણા]

તેર ટોપી હતી તાજધારી અને, હિંદમાં એમણે હાક દીધી,
માન મુકાવવા માર મારી ઘણો, પાઘડીનેજ હદ પાર કીધી;
દેશ ડોળી વળી દાદ પામી નહિ, વાદ ફાવ્યો નહિ કોઇ વિધી,
ચૌદ બ્રહ્માંડના નાથને ચાહતી હીમગીરી તણી વાટ લીધી-૧

પાંડવો સરખા પુરુષને પગરવે, ધાય ડુંગરે ચઢી ધાર્યું કરવા,
એઠી ગળવા અને દોષ દળવા અને, કુંડમાં પંડ ઊતરી પ્રજળવા;
એજ હું અવતરૂં જીતને મેળવું, રાષ્ટ્ર હૃદયે પછી પ્રીય કીધો,
બાર વર્ષે અને બરફને પર્વતે, બાદબાકી કરી બોલ દીધો-૨

પાઘડીની પછી પા ઘડી રહી હતી, મૃત્યુ આડી અને વારમાંથી,
દેહના દમનથી દોષ ચાલ્યો ગયો, મેલ ચાલ્યો ગયો મૂળમાંથી;
તેજથી તપ તણાં ધાર્મિક ધારણા, ધીરજે ધોઇને શ્વેત કીધો,
બાર વર્ષે અને બરફને પર્વતે બાદબાકી કરી બોલ દીધો-૩

જા હવે વિજય છે બળ પ્રથા પામશે, આજથી વર્તશે આણતારી,
સબળ સાથી થશે ભાવથી ભેટશે, સકળ લેશે તને શીર ધારી;
તોલ તારો થશે સારને સમજશે, કોલ મોહન તણો કોઇ કીધો,
બાર વર્ષે અને બરફને પર્વતે બાદબાકી કરી બોલ દીધો-૪

પહાડથી પરવરી મહાત્માને મળી, ચૌદમી ટોપીનો ચાંદ લીધો,
સાલ સત્યોત્તરે ઓગણીશ ઉપરે, દેશ આબાદીનો દોર દીધો;
તેરથી કિંમતી તાગ લેતા ઠરી, નરવીરે એમનો ન્યાય કીધો,
બાર વર્ષે અને બરફને પર્વતે બાદબાકી કરી બોલ દીધો-૫

અંધકવિ છોટુભાઈ વ્યાસ

# ખાંભી

[પૃથ્વી]

કરાલ બજવી રહે ડમરૂ ઘોર ને ડાકલાં,
નિબિડ વગડા મહિં સહુજ ભૈરવો ગર્જતાં;
ભયંકર રવિ તહિં અનલ ભઠ્ઠી ફૂંકી રહે,
અપૂજ ખિજડા તળે અટલ એક ખાંભી દિસે.
કદાચ અહિંઆ હશે પુનિત પાર્વતી ઘોરતી,
સનાતન સુષુપ્તિમાં સ્વજન સૌ વિસારે મુકી;
કદાચ અહીં હોય વા કરૂણમૂર્તિ ચંદ્રા મિઠી,
હતી રૂપજીવા જગે રૂપ બજારમાં બેસતી.
સુણી પ્રણય ઝાલરી સ્વજનહીન આંહિ સુતી.
પૂજારણ જ ષોડશી ચિર સખી જીવાનંદની
હશે અહિં કદાચ વા સુચિર સોડ તાણી રહી;
અનંત પથનાં જુએ સુભગ સોણલાં હોંશથી.
હશે અહીં કદાચ વા પ્રણય ઘેલડો યાત્રી કો,
હશે સ્વપન શિલ્પની મધુર ભસ્મમાં રાચતો;
સુતો સ્વજન સૌ ત્યજી પ્રણયમંત્ર આરાધતો.
બિરાદર બની સહુ ક્ષિતિજ પાર ખેપે જતાં;
અનિમિષ નિહાળતાં નયનનીર ધ્રૂજી રહ્યાં.
મહાપ્રલય તાંડવે અનિલ ખૂબ નાચી રહે,
જરી પથ દિસે નહિ ધરર દેહ વંટોળમાં;
ઊભેલ તહિં પાળીયો નયન આજ ભીનાં કરે.
ન આંસુ કંઈ કામનાં, દુખદ વેદનાઓ ભલે,
સદાય દિલ ડામતી, ગભિર આંહિ, ખાંભી દિસે.

કાન્તિ વડોદરીઆ

[નોંધ : 'નવલિકા'ના ૧૯૩૭નાં દીપોત્સવી અંકમાં પ્રકટ થયેલ છે.]

# ભૂતાવળ

[ પૃથ્વી ]

મ્હણે સહુ ભૂતાવળો જગ દઝાડતી એ ઊભી,
નરી હૃદય શૂન્યતા ભભૂકતી જ ત્યાં દીસતી;
થયાં કંઇ મનામણા પર રિસામણાં ને હવે,
ભયાનક કરાલની સુસવતી જ આંધી ઘૂમે.

સુણાય રણ શૌર્યની જગતમાંહિ ભેરી ત્યહાં,
અને સરલ વિશ્વશાન્તિ નિજ આંખ મીંચી જતી;
અનેક રણનાદમાં પરમ વિશ્વ બંધુત્વનાં,
મહામધુર સૌમ્યની મિઠી સુગંધ નાસી રહી.

હવે તરલ સંસ્કૃતિ ધ્રૂજી રહેલ પશ્ચિમની,
સુશે બહુ જ શોરથી તરફડી સ્મશાને તહિં;
પછી સહુ ભુતાવળો રણશુરાઇની કારમી,
ખરેખર શમી જશે મરણપોક છેલ્લી મુકી.

અને પછી જ પૂર્વની પરમ સંસ્કૃતી લાધશે,
સનાતન જ ઝાલરી બજવતી સદા વિશ્વને.

('પ્રજાબંધુ' ૩ જુલાઇ ૧૯૩૮) કાન્તિ વડોદરીઆ

# આઝાદીની અથડામણ

ધાવી દેશનું ધન એ મહેલ કરે, મળી શક્તિ છતાં એ ફેલ કરે;
નિજ સ્વાર્થની ખાતર ખેલ કરે, એવા ભારત પૂતનો ભાર પડે.
જેના પટ ઉપરે ફરતા કદમે, અન્નપાણી થકી આબાદ અમે;
માની માતાની દિલમાં દાઝ રમે, એવા ભારત વીર આઝાદ રહે.

હરતાં ફરતાં હિંદ સંતાન કહે, છતાં સુખની ખાતર સ્વાર ખડે;
ખોટી બાહ્ય આડંબર ઢાલ ધરે, એવા ભારત પૂતનો ભાર પડે.
જનમી હિંદમહીં હિંદીવાન રહે, સાચો ભારતી, થઇ ઝીંદાબાદ રહે;
હેત હિંદ પરે હરદમ કરે, એવા ભારતવીર આઝાદ રહે.

કહે ઇસ્લામ હક છે હિંદ પરે, મારી માતૃભૂમિ હિંદુ આમ કહે;
એના બાનામાં ત્રીજો તૂર્ત પડે, એવા ભારત પૂતનો ભાર પડે.
એક અલ્લાહ કહી એકતા જ ચહે, પ્રેમભક્તિ થકી સમતા જ ગ્રહે;
ભાઇ ભાઇ થઇ ભેગા જ રહે, એવા ભારત વીર આઝાદ રહે.

બની માલિક સંચા હાથ કરે, મઝદૂરને ઊલટા ઉડામ કહે;
ચૂસી રક્ત રૂધીર બેફામ ફરે, એવા ભારત પૂતનો ભાર પડે.
રળી રોટલો સૌમાં સંપ ચહે, સદા 'આમ,' કિસાન, આસાન કરે;
ઊંચી અસ્મિતા ઉર ઉજાસ ધરે, એવા ભારતવીર આઝાદ રહે.

જે હિંદ હડધૂત ગુલામ કહે, એના ગરવા જનને તુચ્છ ગણે;
કોઇનાં ફંદમાં ફસતાં દ્રોહ કરે, એવા ભારત પૂતનો ભાર પડે.
મારો હિંદ હંમેશ બડભાગ રહે, મારૂં વહાલું વતન આબાદ રહે;
તનમનથી ચાહના એક અરે, મારા ભારત વીર આઝાદ રહે.

"ભારત"

# પ્રાર્થના ગીત

[ રાગ-કરૂણા નિધાન કહોને અવતાર ક્યારે ધરશો ? ]

અય ! ભારતીના પૂત્રો
તમ ઉંઘ ક્યારે તજશો ?—અય૦

તન માંદલું બનાવી;
મનમાં ભીરૂતા આવી;
મન, કાયથી લજાઈ;
દિલ શૌર્ય ક્યારે ભરશો ?—અય૦

ઉર ઝેર વેર ધારી;
નિજ નિજમાં ક્લેશ ભારી
કરી કારમી ખુવારી;
સહુ સંપ ક્યારે ધરશો ?—અય૦

પરતંત્રતાની બેડી;
તમ હસ્તમાં જડેલી;
વીર ! ઐક્યતાથી તોડી;
સિંહનાદ ક્યારે કરશો ?—અય૦

નીજ દેશને દિપાવી;
ગઇ કીર્તિ ઘેર લાવી;
જગ હિંદમાં સમાવી;
દિલદાઝ ક્યારે હરશો ?—અય

માધવજી મો. પટેલ

# રામ ને કૃષ્ણ

[ ઝુલણા ]

રાજ્ય તો રામનું આજ પણ સાંભરે ! ઊડતાં પુષ્પકાદિક વિમાનો,
દુઃખ દુનિયાપટે દૃષ્ટે આવે નહિ ! એ હતા દિવસ તેના પ્રતાપે;
રામની રીત જગવીર દાબી શકે, કીર્તિ–રાણી શકે તે જ પરણી,
વસુંધરા ઉપરે સ્વર્ગ શી શોભતી, વિશ્વને વંદ્ય એ આર્યધરણી !

બંસીનો સૂર એ ચિત્ત ચમકાવતો, બજાવતો કનૈયો જ્યાં ફરીને;
કાઢિયા કંટકો જિતીઆ જંગને, સ્થાપીઆ ધર્મને જ્યાં ફરીને;
સમર્પ્યાં જ્ઞાનને ભક્તિને મર્મને, શીખવ્યાં કર્મ નિષ્કામ કરણી !
વસુંધરા ઉપરે સ્વર્ગ શી શોભતી, વિશ્વને વંદ્ય એ આર્યધરણી !

[ "ગીત લહરી"ના 'આર્યધરણી' કાવ્યની ૧૦ ને ૧૧ મી કડી ]

# ભાગ્ય દિવસ તે ભારતના

[ દુર્મિલા ]

શિર જો પડતાં ધડ કો' લડતાં, લવ અંતરમાં ડર ધરતા ના;
વસુધા પડતા વીર ના ડરતા, ધન્ય ! ભાગ્ય દિવસ તે ભારતના.

યુદ્ધમાં ચઢતા લોહી ઉછળતા, સમરાંગણમાં જંગ તો સતના;
અરિને ગમતા હૃદયે રમતા, ધન્ય ! ભાગ્ય દિવસ તે ભારતના.

સૌ રૈયતના દુઃખને હરતા, એ રાષ્ટ્રપતિ વીર ભારતના;
જન હિત કરતા ધર્મ વિચરતા, ધન્ય ! ભાગ્ય દિવસ તે ભારતના.

શિરતાજ હતો ભૂમંડળમાં, યશ–ગાન થતાં વિદ્યા બળનાં;
જગશાન્તિ તણા દિન એ સુખના, ધન્ય ! ભાગ્યદિવસ તે ભારતના.

ચળકે સિદ્ધિઓ ઝળકે રિદ્ધિઓ, મલકે મુખડાં સૌ માનવનાં;
નૃત્ય રમ્ય કરે મંગલા ઘડિયો, ધન્ય ! ભાગ્યદિવસ તે ભારતના.

'ગીતલહરી'માંથી — જયરામભાઇ નથુભાઇ પટેલ.

# મરદની છે જીત.

[ભજન ગીત]

મરદની છે જીત, જેની સત સંધાતે પ્રીત,
જગમાં મરદની છે જીત.

કાયર જંગે થરથર કંપે, મન મરણુ બીક આમંત;
રણુ રમે જેને આવડી છે, અમર થવાની રીત,
જગમાં મરદની છે જીત. મ૦

સંશયને નિર્મૂળ કર્યાં સૌ, છે શ્રદ્ધાબળ અચળિત;
અડગ ડગ વીર માંડતાં એ, વરશે વર ઈચ્છીત,
જગમાં મરદની છે જીત. મ૦

અપાર બળ તોય હાર એની, જે અસત્યના આશ્રિત;
વિજય વરે ઉર ગૂંજતું જેને, સત પ્રેમ બળ સંગીત,
જયરામ અફર એની જીત. મ૦

# નવ દંપતીને...

[શાર્દૂલ વિક્રીડિત]

ચાઓ પ્રેમલ હર્ષદા જગતમાં, પામો ગુણી સંતતિ,
સાધો ઉજ્જવલ આત્મયોગ જગમાં, બંને મળી પ્રેમથી;
સેવી આત્મ સદૈત્રયોગ જીવને સૌ સાથમાં સાંકળી,
સેવી શ્રી પરબ્રહ્મ સાર્થક કરો, આ જિંદગાની મળી.

# ગાઓ એવાં ગાન.

[રોળાવૃત્ત]

ગાઓ એવાં ગાન, ગાનથી મસ્તી જાગે;
મન થાયે મસ્તાન, ઘડીભર દુઃખો ભાગે.
ગાઓ એવાં ગાન રોમેય રોમ જગાવે;
અંતરને પડકાર, કરી સત્યપંથ ચડાવે.

'ગીતલહરી'માંથી
મરણી, પોસ્ટ કોટડા પીઠા } જયરામભાઇ નથુભાઇ પટેલ.

# અમર ભોમ.

[ કુચગીત-રાગ માઢ ]

અમર તપો સુર-સોમ
સાથ અમ ગુર્જર-ભારત ભોમ.
તત્પર એની ઉન્નતી કાજે
કરવાં રણ યાહોમ
અમર અમ ગુર્જર-ભારત ભોમ. ૧

અર્પણ એને બદન હમારાં, પ્યારા પાવન પ્રાણ,
માડી! તારે કાજે મરવા. તત્પર તવ સંતાન.
અમર અમ ગુર્જર-ભારત ભોમ. ૨

હરનીશ હરખે હરખે ગાઇએ, તારાં ગૌરવ...ગાન,
તા'રે કાજે અમ અંતરમાં, અદકેરાં છે—માન.
અમર અમ ગુર્જર-ભારત ભોમ. ૩

અખિલ વિશ્વમાં વિભવા ! તારાં, સર્વોન્નત છે સ્થાન,
દેશ-વિદેશ ઘૂમે ગુંણગાતાં, ગરવાં તવ સંતાન.
અમર અમ ગુર્જર-ભારત ભોમ. ૪

વિશ્વ સર્વને વેદ ધ્વનીથી, દીધું આતમ જ્ઞાન,
વિશ્વ-ગુરૂના ગરવા સ્થાને, પ્રથમે તારૂં સ્થાન.
અમર અમ ગુર્જર-ભારત ભોમ. ૫

તે અમ ભોમ જગત્ માતાને,
કર દીર્ઘાયુ ઇશ!
સૂર્ય-સોમ સહ અમર તપે ને,
સુવાસ પ્રેરે વિશ્વ.
એજ અમ અંતેચ્છા જગદીશ !!
અમર અમ ગુર્જર-ભારત ભોમ. ૬

બાલોદ
રાજપીપળા-સ્ટેટ } હર્ષદરાય જમીએતરામ પંડ્યા.

# વાંછા

(ઇન્દ્રવજ્રા)

માયા તણી મોહક બંસરીના,
સૂરો થકી મુગ્ધ કદી ન થાઉં;
વિલાસની ગંધ થકી ફસાઇ,
કાંટા ભરેલો પથ ના તજું હું.

ના અન્યના જીવનતેલ કેરા,
ભોગે બચાવું ભવદીપ મારો;
છોને જલે આતમ; ના કદીએ,
દેવું કરૂં જીવનદીપ માટે.

આંખી બળાવી ભવદીવડીને,
નિર્વિઘ્ન આ પંથ વટાવવાને;
વાંછા નથી; એ કરતી ભલે ને,
તોફાન સામે ટકતાં ઘડી બે.

ખાંડા તણી ધાર પરે ઠરાવી,
ઇપ્સા બધી જીવનખેલ ખેલું;
ઢીબે નગારૂં દૃઢ કાળ પેલો,
સૂણું અને જીવિત વે'તું મેલું.

પ્રભાશંકર ત્રિવેદી.

# જય ગિરનાર

ખખડધજ ને કીર્તિ વંતો
વસી રહ્યા જ્યાં સાધુસંતો
સોરઠની ધરણી પર વંકો
ગિરિરાજ ઊભો બળવંતો.
મોજ કરે જ્યાં સિંહણ બાળ
જનગણ બોલે જય ગિરનાર—૧

ગુર્જર રાજે યુદ્ધો જાચ્યાં
સોરઠીઓનાં મનડાં નાચ્યાં
યોદ્ધાઓ વીંઝે તરવાર
ઉઘડે નહિ કિલ્લાના દ્વાર
વર્ષો વિત્યાં પૂરાં બાર
શૂરા બોલે જય ગિરનાર—૨

સિદ્ધરાજની સેના આવી
લેવા રૂડી રાણક દેવી
ભાણેજે છોડયા હથબાર
સેના ચાલે એક કતાર
સ્વર્ગે ચાલ્યો રા'ખેંગાર
યોદ્ધા બોલે જય ગિરનાર—૩

'દ્વાર ઉઘાડો રા' પધાર્યા
રણજીતી ખેંગાર પધાર્યા'
ભાણેજે ઉચાર્યા વેણ
કપટી દિલડે મીઠાં વેણ.
હરખે ઊઘાડયાં જઇ દ્વાર
રાણક બોલે જય ગિરનાર—૪

ગરવી ગુર્જરનો શૂર ભુપ
આવ્યો લઇ રાક્ષસનું રૂપ
સિદ્ધરાજ છે રૌદ્ર સ્વરૂપ
લૂંટવા રાણક દેવી રૂપ
ઇશ્વર જેનો છે આધાર
દેવી બોલી જય ગિરનાર—૫

પુત્ર નયનથી આંસુ ચાલે
માત કહેતી મીઠા બોલે.
'રડમાં તું સિંહણ સંતાન
કુળમાં લાગે મોટી હાણ.'
સિંહણના ગરવા કુમાર
બાળક બોલે જય ગિરનાર—૬

સિંહણ સંતાનોને નીરખી
ખેંગાર તણી પ્રતિમાને પેખી
ભાન ભૂલ્યો ગુર્જર નરવીર
બાળક બે કાપ્યાં શૂરવીર
ગરદન પર ઝીલી તરવાર
બાળક બોલે જય ગિરનાર—૭

શૂરવીર સંતાન હણાયાં
દેવીનાં ફુલો કરમાયાં
લોહીનાં ઊછળ્યાં છે પૂર
સતી નયનમાં ઝળકે નૂર
ધખ ધખ વહેતી લોહી ધાર
મુખડાં મરકે જય ગિરનાર—૮

**રામભાઇ ત્રિવેદી**

# ચિતોડનો ગઢ

[ઇન્દ્રવજ્રા]

કેવો ઊભો છે ! અણનમ્ય શિર,
ઊંચું બને જો તુજ પ્રાચી ગર્વે.
એકે ખરી ના તુજ કાંકરીએ,
કેવી કલા રે ! બનતી'તી પૂર્વે !

વહ્યાં હશે જો તુજ કંઈ વર્ષો,
વિલાસ ને વૈભવમાં ઉમંગે.
વહ્યાં હશે જો તુજ કંઈ વર્ષો,
મર્દાનગીના મયદાન જંગે.

દીઠાં હશે ઉત્સવ પ્રેમભીના,
ને માનવી ગૌરવ શૌર્યગાતાં;
સ્વતંત્રતાના રણુ યજ્ઞ માંહી,
આશા ભર્યાં કૈં કુરબાન થાતાં !

પ્રત્યેક પ્હાણે તુજ શૌર્યગાથા,
જોતાં જણાયે વીરતાનો મંત્ર
અર્પે છ સૌને મૂક શૌર્યપાઠ,
સૂણે શીખે કો વીર ભાગ્યવંત.

એ કલ્પનામાં તુજને નિહાળું,
આઝાદી કેરો ઉર મંત્ર ભાળું.

માધવજી મો. પટેલ

# સૌરાષ્ટ્ર ભૂમિને

[વસંતતિલકા]

રત્નાગરે ત્રિદીશથી તુજ દેહ ઘેરી,
સાડી રૂપેરી જળ–ઓઘની ન્હોય પ્હેરી !
તારા શીરે મુકુટ શો ગિરનાર ઊભો :
વક્ષ : સ્થળે વહતી ગોમતી શી સરિતો.

ને સોમનાથજી શત્રુંજય દ્વારિકા શાં !
ટોળે મળ્યાં તીરથ સૌ તુજ આંગણામાં;
પુણ્યોદકો સરિતનાં મળી સાગરે જો !
પ્રક્ષાલતાં તુજ અહોનિશ પાદયુગ્મો.

મીઠાં અમી જળ અખૂટ શું ઉર ત્હારે ?
સીંચે સદા ઉપવને ફૂલ–બાગ કયારે;
ડોલે લીલાં તરૂવરો સુરભિ નિકુંજે,
બોલે મધુરૂં છુપી કોકિલ આમ્ર–કુંજે :

તારી રસાળ રળિયામણી ભૂમિ વિષે,
વૃષ્ટિ થતાં ઢગ બહુ વિધ ધાન્ય પાકે;
ગિરિ અને વન વસે તરૂ વ્યાઘ્ર સિંહો,
ત્હારે ઉરે અમૂલ કૈંક ભર્યાં ખનીજો.

તું ત્રીશ લાખ તનુજા તનુજોની માતા,
આકર્ષણો જરૂર તુજ તણાં અનેરાં;
છોડી શ્રી કૃષ્ણ વૃજની ભૂમિ ને મથુરાં,
આવ્યા સૂતા સહ યદુકુળ અંક તારા.

જન્મ્યા અનેક ઉદરે તુજ ભકત સંતો,
પાકયા અસંખ્ય નર રત્નવીરો ધીમંતો;
સુતા સતી થઈ અનેક વીરાંગનાઓ,
તારી કુખે જનમીયા નરસીં—સુદામોઃ

તારે દયાનન્દ સરસ્વતી પેટ પાકયો,
કીધો પ્રચાર ફરી ભારત ધર્મ કેરો;
સ્વીકારીયાં પુનિત વેદ તણાં પ્રમાણો,
ને આર્યધર્મ ધ્વજને જગચોક રોપ્યોઃ

ને જન્મદાત્રી વળી તું વીર ગાંધી કેરી,
જેને સમાન જગમાં સહુ મિત્ર વેરી;
બંધુત્વભાવ નિતિ સત્ય અને અહિંસા,
સીંચ્યા રગેરગ મહીં સહુ માનવીનાં :

એવાં અનેક નરરત્ન તણી તું માતા,
હુંયે છું બાળ તુજનો ગરવી જનેતા;
એવા વિચારથી સહુ મુજ ગાત્ર નાચે,
ને દેહનાં અણુ અણુ પુલકીત થાયે :

તારી પૂનિત ધુલીમાં લઈ જન્મ માનું—
સાફલ્ય આ જીવનનું થઇ ચૂકયું મારૂં;
નીર્માણ હોય ફરીથી જગ જન્મવાને,
સૌરાષ્ટ્રની ભૂમિ વિષે પ્રભુ જન્મ દેજે :

ગણપતરામ રે. ત્રિવેદી.

# ભારતમાતા

**[અંજની ગીત]**

હિમાદ્રી તુજ કેશ કલાપે,
ગંગા મૌક્તિક માળ શી વ્યાપે
ભાલે કાશ્મીર બિંદુ સ્થાપે
જય ભારત માતા !–૧

બંગસિંહ તુજ વાહન છાજે,
જેમાં અગણિત સિંહો ગાજે,
કુરબાની ચાહે તુજ કાજે,
જય ભારત માતા !–૨

**નાનક**નું ચેતન રગરગમાં,
શીખ પ્રજા રણશૂર જગતમાં,
**લાલાજી** ને **ભગતસિંગ** જયાં,
જય ભારત માતા !–૩

અરવલ્લી સ્તનમંડળ સુંદર,
માતૃભક્ત મેવાડી વીરનર,
**પ્રતાપ** જેવા ધૈર્ય ધુરંધર
જય ભારત માતા !–૪

ગૂર્જરભૂમિ ઉર આભૂષણ,
**વલ્લભનાં** ગાજે વીર ગર્જન,
**મોહન** સંત તણાં શુચિ દર્શન,
જય ભારત માતા !–૫

સાતપુડા વિંધ્યાચળ ત્હારૂં,
રત્નજડિત કટિબંધન ન્યારૂં.
રેવા ગુંજન કામણગારૂં
જય ભારત માતા !–૬

સહ્યાદ્રિ સાડી કિનારી,
રોમાવલી વન કેરી ત્હારી,
રામેશ્વર નૂપુર મનહારી,
જય ભારત માતા !–૭

વીર **શિવાજી** ચરણો ચૂમી,
મોક્ષ ગયા મા ! રણમાં ઘૂમી,
અમર **તિલક** તુજ અર્થ ઝઝૂમી
જય ભારત માતા !–૮

ज्ञान, ધ્યાન, ધીરજ, બળ તું માં,
શાને મુખ ત્હારૂં રડતું મા !
ત્હારે કાજે સૌ તજવું મા !
જય ભારત માતા !–૯

તુકા, મીરાં, તુલસી, નરસિંહે,
અખંડ ભક્તિ જ્યોત જ સોહે,
બુદ્ધ પ્રશાંત વિરક્ત જ મોહે,
જય ભારત માતા !–૧૦

વ્યાસ વાલ્મિક, શંકર જેવા
પતંજલિ, પાણિની કેવા !
કાલીદાસ, મમ્મટની સેવા,
જય ભારત માતા !–૧૧

ઉન્નત હો ધ્વજ દિવ્ય ત્રિરંગી,
બાલક ત્હારાં થાય ઉમંગી,
શૂર બનો સૌ વીર અટંકી,
જય ભારત માતા !–૧૨

પ્રાંતિજ

આનંદરાય ભટ્ટ

# શસ્ત્ર ઘડનારને

શાને કારણ ધરતી માનો
ગર્ભ તું તાવે રે?—
ઓ રે અભાગી!
ગર્ભ તું તાવે રે?

એમાંથી બેયોનેટ ઘડશે,
એમાંથી તું તોપો ઘડશે,
હત્યારા ટોરપીડો ઘડશે,
ગોઝારા ઘડી અટકી જાને,
વાતડી એક તું સાંભળી જાને :

કૃતિઓ તારી છૂટે હાથે,
દે છે તું જનખાટકીઓને;
ચીરે પીંખે એ ભાંડુને.
શસ્ત્રો તારાં લોહીઆળાંને
ભેળાં કરી ધર ભઠ્ઠી માંહે

એક તેનું દાતરડું ઘડજે
સાદ પાડી તું ઘર ઘર કે'જે
'કામમાં લેજો લણણી ટાણે'

એક તેની તું ત્રાકડી ઘડજે,
બૂમ પાડી દુનિયાને કે'જે;

"નાગાં અંગો ભાંડરડાંનાં
વસ્ત્રોથી ઓઢાડી દેવા
બેયોનેટોના બદલામાં
ઘૂમતે રેંટિયે રાખવા આવી
ત્રાકો ઘડજો રે.'

એક તેનું તું ટાંકણું ઘડજે;
મરતાં પેલાં કે'તો જાજે.

"છોડી જઉં આ ટાંકણું તેને
દેજો રે શિલ્પીને હાથે
કે'જો મારી નફ્ફટતાની
મૂર્તિ ઘડે એક રૂપવિહોણી
કાળમીંઢા કો પથ્થર કેરી;
ને એની વેદી પર લખજો:
'કરજો ઊભાં ઝાંપે ઝાંપે,
શહેરો કેરે ચૉકે ચૉકે,
કરુણા કેરાં પૂતળાં બંધુ!
ટાંકણે ઘડજો રે!' "

પ્રભાશંકર ત્રિવેદી

# પૂજારણને

ફુલમાળા તેં લીધી પૂજારણ લીધા સુગંધીત ધૂપ;
ખોટી પૂજા એ સહુ પ્રભુની પેટાવે છે શાને દીપ?
પૂજારણ ! હૃદયને ઉજાળ !
વ્યાપ્યો માંહે ઘોર અંધાર! ૧

આજે મરે છે લાખ કરોડો ભુખ્યા ન ખાવા ધાન;
થાળ ભરીને તું સીધાં દેતી ખાતાં તહિં મસ્તાન !
પૂજારણ અંધ શ્રદ્ધામાં !
આજ કહું તું આંધળી થા માં ! ૨

વિશ્વંભર છે પ્રભુનું બીરદ ખાવા ન પ્રભુને ખોટ;
પ્રભુના નામે લૂંટે પીશાચો ખાવા ન રંકને લોટ,
પૂજારણ ! રંકને દેજે !
બિચારાઓની આશીષ લેજે ! ૩

પ્રભુ નામે ચણ્યા મ્હેલ મંદિરો ઝરૂખા ઊંચે ઝુલાવ્યા:
દંભ અને માયાનાં મુરીદોએ કંઇક રંકોને રડાવ્યા
પૂજારણ કારમી ઝાળે !
ફસાવ્યા ભાવીક ફાળે ! ૪

લાખ કરોડો નગ્ન ફરે આજ ત્યાં શાલદુશાલા અપાર,
આભૂષણોના તો ઢગ જો જામ્યા હીરા મોતીના હાર,
પૂજારણ ! ન ભાખરી ખાવા !
તહિં જોને મીષ્ટાન ઉડાવા ! ૫

દિવસ આખો દંભ ચલાવે, રસનાએ રટી રામ;
રાત પડે ત્યારે નાચે સુંદરીઓ શરાબનાં ઉડે જામ,
પૂજારણ, પાપની વાતો !
થકી ચણી આ ભવ્ય મહેલાતો ! ૬

ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

# કેદીનું સ્વપ્ન

આજ મધુરી નિદ્રામાં આવ્યું સૂનેરી સ્વપ્નું;
સોનાનો સુરજ નિહાળ્યો સ્વરાજને કોઇ લાવ્યું,
જંજીરો સર્વે તૂટી !
માતા રીબાતા છૂટી ! ૧

જમીન આપણી ગગન આપણું સમાનતા સહુ જગમાં;
સાગર ઊછળતો આનંદે રકત વ્હે રગરગમાં,
રોમ રોમ પ્રફૂલ્લે !
હૈયે જોમ જામ સ્ફૂરે ! ૨

આઝાદી આઝાદી ગાતા પાંત્રીશ કોટિ નાચે;
આઝાદ પ્રકૃતિ નૃત્ય કરે ને હૈયે હૈયા રાચે,
હસતો અણુનમ હિમાલય !
ગાજે જન્મભૂમિની જય ! ૩

સાગર સરિતા ગાન ગજાવે ભારતનાં નરનારી;
હું પાગલ સમ શોર ઉઠાવી બોલ્યો મૂકિત પ્યારી,
સર્વે સ્વતંત્ર ને નિર્ભય !
બોલો ભારત માની જય ! ૪

જયનાદે ઝબકીને જાગ્યો ખુલી અચાનક આંખો;
પગમાં જંજીર હાથકડી કર તોડે કોઇ પાંખો,
પીંખી પીંખી ભારતને
પોષે પાપી સ્વાર્થને ૫

સ્વપ્ન મધુર સુંદર મ્હારૂં ઉડી ગયું આકાશે;
ઇશ્વર તું એ સિદ્ધ કરી દે છું તારા વિશ્વાસે.
મૂકિત દેજે તું વ્હેલી !
સત્યાગ્રહે રહ્યો ખેલી ! ૬

ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

# તરૂણને—

ઘોર નીંદ ત્યાગી તું જાગ ઓ તરૂણ;
ઝળહળે જો દિવ્ય નવાયુગનો અરૂણ.
તજ હવે તું તુચ્છ જીવન જીવવું કરૂણ;
ઝેરીં પ્રથા બાળવા થા પ્રલયનો વરૂણ.

થઈ શકે નવ સર્જન તો કર જહિ વિનાશ;
જુનવાણીનાં પછી નવીન કર વિકાસ.
ઉર આત્મબળ તણો ચેતાવી દે પ્રકાશ;
પ્રકટે નવજ્યોતિ નવજીવન નવઆશ.

ધર્મ ગુરૂઓ થકી સમાજ આ છેદાય;
મૂડીવાદ સત્તાથી જગજનો રીબાય.
બાળ લગ્ન વૃદ્ધ લગ્ન વિધવાની હાય !
યુવાન તું લગાડી દેને એ બધામાં લાહ્ય.

હક સમાન—સહુ સમાન—ધર્મ એક પ્રાણ;
સામજનું યુવાન એવું કરૂં હવે કલ્યાણ.

ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

# ભારતીની આરતી

જન્મભૂમિ હો મંગલકારી મૂક્તિ કુચ બઢે,
મૈયા મૂક્તિ કુચ બઢે.
જયનાદે ભારત નરનારી શક્તિ જંગ ચઢે,
જય હો લડવૈયા !
જય ભારતી મૈયા ! ૧

વિશ્વ વિજયશ્રી બનવા માટે સ્વતંત્રતા વરવા,
મૈયા સ્વતંત્રતા વરવા.
યુગ યુગની નિદ્રાને ત્યાગી અંધારા હરવા,
છોડો નિંદ શૈયા !
જય ભારતી મૈયા ! ૨

દિલ દિલમાં ચીનગારી સળગી અખંડ જ્યોત ઝળે,
મૈયા ! અખંડ જ્યોત ઝળે
આજ સહુ કુરબાની કરતાં લડતાં આત્મબળે
જય હો બજવૈયા !
જય ભારતી મૈયા ! ૩

સ્વતંત્ર જીવન મેળવવા સહુ આઝાદી માગે,
મૈયા ! આઝાદી માગે,
ગુલામીના બંધન કપરાં તેત્રીશ કોટી ત્યાગે
જય ભગિની ભૈયા !
જય ભારતી મૈયા ! ૪

ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

# અનુક્રમણિકા

# ચલ, ઓ ડોસા, મારગ દે

તગતગતા ગાલે સોહાતું રમતું નાનું બાળ નિહાળ્યું:
જનવાડીનું એ ફોરન્તું સુંદર તાજું ફૂલ ખીલેલું !

એ રમતું'તું રેતી માંહે, છોળન્તો સાગર ત્યાં પાસ:
રસ્તે જાતાં આવ્યો ત્યારે સાગર મારા ભવનો યાદ

બાળક થઈને એને તીરે નાચ્યો ને ખૂંદેલી રેત....
ને ભીંજાયો; તોયે હમણે સૂકાયાં હૈયેથી હેત.

અગણિત વીચિના મેળા વચ્ચે એકલતા ન્યાળી ભેંકાર;
ડૂબ્યા મારા નાવિક સર્વે ભવસમદર બનિયો સૂનકાર.

ગોઝારાં કૈં કૈં વમળોમાં ડૂબકાં ખાઇ ફેર તરેલ;
દ્વીપે ફોરન્તી પીમળોમાં ઠીક સુવાસિત જીવિત કરેલ.

ચેતન ને સ્મિતડાં ઊભરતું શૈશવ મારે દેહ વસેલ;
ગૃહને મંડપ હું મ્હેકન્તું વંશની વેલ્યે ફૂલ હસેલ !

ક્ષણભર મુજ સ્મૃતિપટ પર પડિયા ઓછાયા મમ શૈશવના:
પૂર જહીં ચેતનનાં ચડિયાં ઊજાળ્યાં ગૃહ આંગણિયાં...

....ત્યાં યાદીને ખરતે તારે પ્હોંચ્યો છાયાદીપ્તિ વચ્ચે.
ઉપનિષદ ભણતા'તા બાપા છાશું ઘેરન્તી'તી બા

વાછરૂ લઈને પુચ્છો ઊંચાં ગાવડિયું શું રમતાં'તાં
ગૃહમાં કોયલશી કૂજતી'તી માજણી મમ જે બ્હેનલડી

એ ત્યારે તુલસા પૂજતી'તી ટીલડી ભાલે દીપતી'તી
નિર્જળ રણુ મલયાનિલ વાએ, સૂનું જીવિત મિત્ર મળ્યે,

ડચકે છેલ્લે અમૃત પાએ, ઘોર નિરાશા સ્વપ્ન ફળ્યે,
કે લહતાં અચરજની વચ્ચે પ્રણય અમિત સંદિગ્ધ દિલે,

બળતા બીડ સમા અવતારે અણુકથી સુખનીસૃષ્ટિ ખીલે :
પાંગરી મારીય જીવનવેલી શિશુ બની જઇ મેં કીધી કેલી !

મારી માતાને થાનેલે વળગીને મેં કીધી ગેલ !
બાપે લઇને બેઉ હાથે ઊલાળીને કીધા ખેલ !

.... .... ....

ટાંગાવાળે લ્હેર ભગાડી; હૈયા વ્હોણો બોલ્યો એ,
સૃષ્ટિ સ્વપ્ના કેરી બગાડી, 'ચલ, એ ડોસા, મારગ દે.'

પ્રભાશંકર ત્રિવેદી

# છેલ્લું તાંડવ.

(છેલ્લી યુરોપીઅન રાજકીય પરિસ્થિતિનો પડઘો પાડતું ખંડકાવ્ય)

[ અનુષ્ટુપ ]

હજી તો કાલ વહેતી'તી યુરોપે રક્તની નદી
કરોડો માનવી કેરાં શબોના ગંજની થપી.

[ ઉપજાતિ ]

કો રૂદ્રનાં તાંડવ નૃત્ય કાળે
ધ્રૂજારી વ્યાપે જગનાં પડાળે
ભૂકંપ વ્યાપ્યો જગ–ધ્રૂજી ઉઠ્યું
ધ્રૂજી ઉઠ્યું માનવકુળ સારું

[ શાર્દુલ વિક્રીડિત ]

થોડા રાજનીતીજ્ઞ નિજ મનમાં કો સ્વપ્ન સૃષ્ટિ રચે
થોડા ભૂમિ–સમુદ્ર શાશન અને વ્યાપારની લાલચે
કોટી માનવના ખડાં જુથ કરી દારૂણ યુધ્ધો લડે
ને સંહાર કરી પરસ્પર તણો યોદ્ધા કંઈકે પડે.

[ ઉપજાતિ ]

જાગ્યો જગે કૈઝર કોઈ પાપી
રચ્યું મહાભારત વિશ્વવ્યાપી
કેવું મહાભિષણ ઝેર વ્યાપ્યું
કરાવ્યું નિકંદન માનવોનું.

[ શાર્દુલ વિક્રીડિત ]

મૂકી માનવતા પ્રભુ ઇશુતણા આદેશ સર્વે ચુકી
ઝુક્યાં પશ્ચિમના જનો મદભર્યા ને જામી યુદ્ધાવલી
તોપો, બંદૂક ને વિમાન સ્ટીમરો ને ઝેરી વાયુ થકી
કોટી માનવને પરસ્પર હણી રૂધીર તૃપ્તિ કરી.

[અનુષ્ટુપ]

શત્રુને સ્વજનો કેરાં શોણિતે તરબોળ હા !
ઉડાવી જયવંતાએ આકાશે વિજયધ્વજા.

[ઉપજાતિ]

એ યુદ્ધને બે દશકા થયા જ્યાં
ધ્રૂજારી એ સંહાર તણી મટી ના
ફરીથી ત્યાં તો સુસવાટ થાયે
ને યુદ્ધનાં વાદળ જો રચાયે.

[અનુષ્ટુપ]

જાપાને ચીનને આખા કોળાં જેમ ગળી જવા
ધીમેથી બગલા પેરે વિસ્તારી ક્રૂર ચાંચ ત્યાં

[ઉપજાતિ]

એ બૌધ ભૂલ્યા પ્રભુ બુદ્ધ આજ્ઞા–
મહા—અભિનિષ્ક્રમણ પ્રતિજ્ઞા
નેવે મૂક્યાં ધમ્પદનાં પ્રમાણો
સ્વધર્મી પ્રત્યે નહિ ધર્મ જાણ્યો

[અનુષ્ટુપ]

હિટલર ને મુસોલીની, યુરોપે જાગી જોડલી
હીરણ્યકશ્યપુ ને એ હિરણ્યાક્ષની બેડલી

[ઉપજાતિ]

નિર્દોષ ને શાંત કંઇ પ્રજાને
રંજાડતા જાય વિનાપરાધે
સ્વાધીન નાના કંઇ દેશ કેરાં
સ્વાતંત્ર્ય ધોળે દિવસે લૂંટાયા

[અનુષ્ટુપ]

વિસ્તારી નીજ સંસ્થાનો લૂંટવ વિશ્વ શ્રી બધી
ફરીથી આજ યુરોપે દાંડી પીટાય યુદ્ધની

[ઉપજાતિ]

કરાલ શેતાનની તૃપ્તિ કાજે
સહારની ભિષણ કંદરાએ
ધકેલવા માનવ જાત સારી
ફરીથી પાછી પગદંડી પાડે.

[શિખરણી]

લડી લેજો છેલ્લું યુદ્ધ હજી હજારો હિટલરો
લણી લેજો લાખ્ખો મનુજ શીરનો ફાજલ નવો
ચૂસીને નિરાંતે તમ સ્વજનનાં શોણિત પીજો
અને સારી સૃષ્ટિ પર તમ ધ્વજાઓ ઉડવજો.
કદી જીતી લેશો શરીર, પણ આત્મા નહિ જીતો
કદી નિર્દોષીની રૂધિર–ભીની લક્ષ્મી લૂંટી જશો
બધાં બાળી–ઝાડી વન ઉપવનો વેરણ કર્યે
નહિ પામો તેથી સમૃદ્ધિ નહિ શાંતિ પણ મળે.

[અનુષ્ટુપ]

તમારાં પાતકો ધોવા આવ્યો ત્યાં અવધૂત કો
અહિંસા–પ્રેમ–શાંતિનો દિવ્ય મંત્ર ઉચ્ચારતો

[વસંતતિલકા]

એ ઓલિયો ઇશુ અને પ્રભુ બુદ્ધ કેરો
લૈ વિશ્વ–પ્રેમ તણી ઝોળી ફરે ફિરસ્તો
બન્ધુત્વ ભાવ જગમાં પ્રગટાવવાને
ઉભો અહીં અડગ ભીષ્મપિતા સમો એ

[ઉપજાતિ]

સંહાર કાળે જગને હિમાળે
જેવું કરે તાંડવ નૃત્ય રૂદ્ર
તેવાંજ આ તાંડવ નાશ કાજે
નાચી રહ્યા વામન કો વિરાટે

[ઉપજાતિ]

અને ફરીથી પ્રલાયાન્ત કાળે
પ્રજાપતિ સૃષ્ટિ નવી સૃજે છે
ફરીથી તેવે યુદ્ધના વિરામે
આ દુનિયાની રચના રચાશે

[અનુષ્ટુપ]

વિજયીને પરાજીતો સર્વે યુદ્ધથી થાકશે
યુદ્ધના નામ પે શાપો હજારો વરસાવશે

[ઉપજાતિ]

અને પછી એ જગની પ્રજાઓ
સૌ ઝીલશે ભારતમંત્ર મોંઘો
બંધુત્વ ને પ્રેમ તથા અહિંસા
વ્યાપી જશે માનવની રગોમાં

[વસંતતિલકા]

ગાંધી ! ભલે અવતર્યો મનુ–કુળ વિષે
ઉદ્ધારવા જગતને પશુતા થકી રે
' સર્વે ભવન્તુ સુખીનઃ " ઉરવ્યાપી ભાવો
ગાશે પ્રજા નવયુગી જયકાર તારો.

ગણુપતરામ રેવાશંકર ત્રિવેદી

# સુકન્યા

સકલ ગુણ સંપન્ના, સ્વરૂપે રતિના સમી;
સુકન્યા નામની કન્યા, શર્યાતિ નૃપને હતી.

વસંત ઋતુ મધુરી ખીલી'તી,
લતા–તરૂસંગ લચી પડી'તી;
વિહંગમો ગીત મધુર ગાઇ,
ભુલાવતાં શોક મનુ–હ્રદેથી.

રમ્યા વસંત લીલાને, સુકન્યા સહ રાજવી;–
જતો જોવા સહર્ષેથી, રાખી સંગે વરૂથિની.

સૌંદર્ય નિસર્ગતણું છવાયું,
આનંદ રેલે જગ તો નવાયું;
ચૈતન્યનો ઉડી રહ્યો ફુવારો,
કૃતિ પ્રભુની બતલાવનારો.

સુકન્યા સખીઓ સંગે, ફરે વિપિનમાં બધે;
વનદેવી લીલા જાણે, જોવા નિસરી છે વને.

ફરી ફરીને વન શ્રી નિહાળે,
લીલા લલિતે મન મુગ્ધ થાયે;
નિર્દોષ ક્રીડા સખીશું કરંતી,
હંસિણી શી તે વનમાં સરંતી.

શોભા જોતાં કુદરત તણી ઝાડનાં ઝુંડ ઝુંડે,
ગાણું સુણી કુદરત તણું કોકિલા કુંજકુંજે;

ઉલ્લાસિની બનતી કુંવરી રાફડા પાસ આવી,
કૌતુકે એ નિરખતી સખી સંગ તે નેન ઠારી

જીર્ણ વલ્લરી પત્રોએ, રાફડા વિંટળેલમાં;
કુતૂહલે સુકન્યાએ, ખોસી શૂલ અજાણમાં.

જેવી ખોસે, શૂલતહીં અરે! લોહીની ધાર છૂટે,
જોતાં બાલા, મૂઢ બની ઊભી, શ્વાસ રૂંધાઈ ચાલે;
" રે! રે! મારી, રમત થકી મેં, કોઇને પીડ દીધી,
" પાપિણી હું, કરમહિણીને બુદ્ધિ એ કયાંથી સૂઝી, "

રોતી કકળતી આવી, સુકન્યા નૃપ સંનિધે;
વાર્તા વિતકની પોતે, અથેતિ સઘળી કહે.
શર્યાતિ રાફ ખોદાવી, ઋષિ બહાર કાઢીને;
" ગુનો માફ કરો સ્વામી," પ્રણિપત કરી કહે.

" ધર્મિષ્ઠ રાજવીને તો, શાપ દેવો ઘટે નહિ;
પરંતુ " અંધાપે શુશ્રૂષા મારી, કરે કોણ જ રાજવી?"

ઋષિ વેણ સમજીને, શર્યાતિ નિજ પુત્રીનું;
કન્યાદાન કરે પ્રીતે, ચ્યવન ઋષિ સંગશું.

સુકન્યા લગ્ન આ થાતાં, સ્વ ઉરે અતિ રાચતી;
કરેલા દોષની માફી, શુશ્રૂષા કરી માગતી.
વિલાસો વૈભવો ભૂલી, સુકન્યા વસી આશ્રમે;
પતિ–સેવા કરી નિત્યે, ગાળે છે નિજ કાળને.
સ્વર્ગથી અદકાં સુખો, ભોગવે ઉટજે વસી;
ન્યૂનતા શી રહે બાકી, પ્રભુની મ્હેર જ્યાં વસી?

આશ્રમે ફરતા આવ્યા, એકદા રવિ સુત બે;
અર્ઘ પાદ્યે કરી પૂજા, સુકન્યા વળતી કહે.

" પુનિત આપતણાં પગલાં થકી,
" કુટિર પાવન આજ બની નકી,
" સફળ જીવન આજ થયું ખરૂં;
" દિવસ ધન્ય ઉગ્યો પ્રભુ મ્હેર શું."

દેવ-વૈદ્ય સુણી વાણી, સતીના વદને થકી;
પ્રમુદિત બની કહે છે, સુણો હે શુચિ દંપતી !

"યજ્ઞ-ભાગ અમારો જે, ટાળ્યો છે મઘવાદિકે;
"કૃપા કરી અપાવો તે, આપ ઉગ્ર તપો બળે."

સતીએ શિલ્ર કેરાને, ઋષિએ તપના બળે;
યજ્ઞ-ભાગ અપાવીને, સંતોષ્યા સુર વૈદ્યને.

કુંડ દિવ્યૌષધી કેરો, દેવ વૈદ્ય ભરી પ્રીતે;
કરો સ્નાન પ્રભો ! તેથી, દિવ્ય દેહ નકી બને.

સ્નાને ઋષિની બની દિવ્ય દેહ,
જાણે દિસે કોટિ અનંગ-દેવ;
સૌંદર્ય જોતાં સતી શંક પામે,
"ત્રિપુટિમાં ઋષિ કયા ખરા તે."

સતીએ ઓળખી કાઢયા, પ્રભાવે શિલના ઋષિ
આશિષો વૈદ્ય અર્પીને, સિધાવે સ્વર્ગના ભણી.

[ ગજેરા ] હિરાલાલ ધીરજરામ પંડયા

# આત્મજ્ઞાન-સ્ફુરણા

અનુષ્ટુપ—આશ્રમે ધૌમ્ય ઋષિના, આશો સુદિ દશેમનો;
વિશ્વ ઉજાળવા જાણે, ચન્દ્રમા નભમાં ઉગ્યો ! ૧

ઈન્દ્રવજ્રા— ગૃહાઙ્ગણે પાટ પડી ય એક,
તે ઉપરે પાથરી મૃગ-ચર્મ,
વિશ્રાંતિ લેવા ગુરુજી સુતા છે
આભે જુવે છે નભ ચન્દ્રજ્યોતિ. ૨

એ પાટ પાંસે ગુરુ-પત્ની બેસી,
કાપે સમિધો કર માપી માપી;
છે આશ્રમે શાંતિ બધે છવાઈ !
શિષ્યો ગયા છે સહુ સૂઈ આંહી. ૩

બોલ્યાં મધુરૂં સ્મિતહાસ્ય વેરી,
ત્યાં ઋષિ-પત્ની-ધીરસૌમ્ય મૂર્તિ:
"ઘોળાય મારા મન એક વાત !
"કૈં દીર્ઘ રે કાળથી સ્વામીનાથ !" ૪

અનુષ્ટુપ—આશ્ચર્ય પામતા ધૌમ્ય, ઉમટભેર પૂછતા :
"ઘણા વખતથી છે તો, બોલ્યાં આજસુધી ન કાં ?" ૫

ઈન્દ્રવજ્રા— "મારૂં સમાધાન હું મારી મેળે,
"શોધું છતાં ના થયું કૈં જરાએ;
"વિચારી શોધી ઉર થાકી અંતે,
'આજે પૂછું છું પ્રભુ! આપને એ." ૬

અનુષ્ટુપ— "પૂછો જરૂર" ઋષિ કે' "વળી શી વાત એવી છે?
"સમાધાન થઇ તારું, શંકા બધી ટળી જશે." ૭

હરિગીત— " છે શિષ્યમાં આ ઉપમન્યુ, પરમ શિષ્યજ આપનો,
" ને શાસ્ત્રમાં એ પ્રવેશ બુદ્ધિનો, નિહાળી એહનો;
" ચકિત આપ પ્રભુ? થયા'તા, યાદ છે એવું મને,
" ને ગોષ્ટિ કરતા શિષ્ય ભાળુ; યેગે ઉપમન્યુ વધે. ૮

અનુષ્ટુપ— " સાંજના આજ કે' તો'તો, આરૂણિ મુજ સન્મુખે;
"ત્રણ ત્રણ કલાક તો, સમાધિ ઉપમન્યુ લે!" ૯

આ મમતા ભર્યું સુણી, ઋષિજી નિજ પત્નીનું,
ધીરે વેણુ વદી કહે: "હા, પણ તેથી શું થયું?" ૧૦

કાપવાં બંધ રાખીને, સમિધો નિજ હસ્તથી;
આતુર એ ઋષિ પત્ની, ઋષિને પૂછતાં ફરી :– ૧૧

" વધ્યો છે ઉપમન્યુ એ આગળ એટલો છતાં;
" પરમ જ્ઞાનની દીક્ષા, શા માટે નથી આપતા?" ૧૨

ઇન્દ્રવજ્રા— "છે સાવ સાચી તમ વાત તો આ,
"કે આટલા કાળની અલ્પતામાં;
"શાસ્ત્રો અને જીવનનાં રહસ્યો
"પામે, મળ્યો શિષ્ય જ એક આ હો! ૧૩

અનુષ્ટુપ—' ધારણા ધ્યાન પ્હેલેથી, કૈં સ્વતઃ સિદ્ધ રે હતાં;
"ને ચિત્તના દોષ જોવાને, અંતરપડ ગોઠવ્યાં. ૧૪

હરિગીત— "કૈં વાસનાઓ અશુભ જીવને, નાખી ઉલટાવી ખરે!
"ને બદલી નાખ્યો એણે છે, નિજ જીવનના ય પ્રવાહને;
"અભિમુખ કરીને, પરમ તત્ત્વે, નિજાનંદ અનુભવે,
"સાચું માને જીવન સુખ એ, મિથ્યા બીજું સર્વ છે." ૧૫

અનુષ્ટુપ—ઋષિ–વેણે જ પોતાને, સમર્થન મળ્યું જાણીને,
જોર કરી ઋષિપત્ની, મુખેથી વચનો વદે :— ૧૬

ઈન્દ્રવજ્રા—"શા માટ તો છેવટ જ્ઞાન-દીક્ષા,
"આપો પ્રભુ ! કાં ઉપમન્યુને ના ?"
ઋષિ કહે : "કારણ તેહનાં છે ?"
"શું ?" ઋષિપત્ની મુખથી વદે છે. ૧૭

અનુષ્ટુપ—"ઉપમન્યુ બધી રીતે, તૈયાર થૈ ગયો દિસે;
"પણ એક જ દોષ તો, આવે છે આડ એહને." ૧૮
"દેખો છો દોષ તો એવો, એનામાં આપ રે કયો ?"
"અન્નની વાસના એની, ને છે એની ય ભૂખનો." ૧૯

ઈન્દ્રવજ્રા— "શું વાસના અન્નની એહને છે ?
"તો, એ પછી તાત મહેલને રે
"છોડી; ભલા ! ભીખ જ માગવાને,
"શું કામ આવે અહીં એ કહોને ? ૨૦

"જાણો તમે ના પણ હું ય જાણું,
"એ પારખી જાણી કળી ગયો છું;
"લાચાર ને વિવશ થૈ પડયો એ,
"એનો નથી દોષ ઉછેરનો છે. ૨૧

"શ્રીમંત મા બાપ તણો શિશુ એ
"ને એકનો એક જ પુત્ર પેટે !
"જયાં માગ્યું પાણી દૂધ આપ્યું સૌએ,
"ના છે કર્યો ભાવિ વિચાર કોયે. ૨૨

"બીજી બધી જીવન બાબતોની,
"વિચાર જોમે બદલી રૂવાંટી !
"આ દોષ સાન્નિધ્યજ હારી જાય,
"ને જ્ઞાનને ડા'પણ ભૂલી જાય. ૨૩

"એકાદ કો અંતરના પડે એ
"છૂપાઇ ઊંડે રહ્યો એહને છે;

"શાસ્ત્રો અને યોગ બધું ગળે છે,
"ઉંડે છૂપી અંતર ડંખ દે છે! ૨૪

"જ્યારે થશે અંતરથી જ દૂર,
"દીક્ષાતણી ના રહેશે જરૂર!
"દીક્ષા ઉરે અંદર આપો આપ,
"ફૂટી અને નીકળશે બહાર! ૨૫

અનુષ્ટુપ— "હું તો ગુરુ તરીકે આ, અંતર ઉદ્‌ભવેલી એ,
"દીક્ષાને માત્ર સત્કારી, રાજી થૈ રહું અંતરે." ૨૬

ઇન્દ્રવજ્રા— ડોકી ધૂણાવી ઋષિ–પત્ની કે' છેઃ–
"વાતો મને આ સમજાવવાની,
"શિશુ ગણો કે લઘુભ્રાત મારો,
"છે ઉપમન્યુ મુજને ખરે હો! ૨૭

"જોઉં છું એને કંઇ થાય હૈયે,
"ધારી શકું ના ધીર હું જ કૈંયે;
"એને ભણાવ્યો વળી આટલો છે,
"તો આટલો દોષ દૂરે કરોને!" ૨૮

હરિગીત "કમાન જ્યારે અંતરેથી, એક દિવસે છટકશે.
"ત્યારે થશે દૂર દોષ એનો, એની મેળે સત્વરે:
"મારો કર્યો ઓછો કદાપિ, દોષ દૂર એ થાય છે,
"ચટકી–તાનો લાગતાં, ઝટ દૂર એ ફગોટશે." ૨૯

અનુષ્ટુપ "કરવા દોષ એ દૂર. બતાવો ચાવી એહને."
"બતાવું, પણ એમ તો, કરવાને શું કામ છે?" ૩૦

ઋષિ–પત્ની દીન થતાં, કહે : "કારણ તો જ છે,
"કારણ વિણ કે' કો શું? વિચારો ઉર નાથ હે! ૩૧

હરિગીત "આ આશ્રમ બાંધી આપણે, વીસ વર્ષથી બેઠાં છિએ,
"કિન્તુ તમારા શિષ્યમાંથી, એક પણ રે શિષ્યને,
"સાક્ષાત્કાર ન થાય જો, તમ પાસ જ્ઞાન લીધા છતાં,
"ઋષિપત્નીઓના મંડળે, લજવાઉં મોઢું બતાવતાં." ૩૨

ઇન્દ્રવજ્રા—"જે ઋષિને જ્ઞાન જ ના મળ્યું છે,
"આપી શકે ક્યાંથી જ શિષ્યને તે ?
"પૂછે તમોને ઝટ એવું કે'વું,
"ને મૌન ધારી પછી બેસી રેવું." ૩૩

અનુષ્ટુપ—" હશે એમ કહેવાતું ? ના, તમે ઉપમન્યુનું–
" કરી કંઈક, કાઢો ને વાસનાનું મૂળિયું. ૩૪

" ગમે તે કરવા છોરે, સમર્થ આપ તો પ્રભુ !
" ભલેને હું રહી કિન્તુ, કૈં કરો ઉપમન્યુનું." ૩૫

જાણીને હઠ પત્નીની, " ઠીક છે " ઋષિએ કહ્યું.
"જો, જો, જરૂર કાલેથી, કરજો હોં !" ફરીથી સૂણ્યું. ૩૬

ઉત્સુકતા, અધિરાઇ, ક્ષણે ક્ષણે વધે જતી;
જોઈ ને ઋષિજીએ તો, સ્પષ્ટતાએ કહ્યું ફરી :— ૩૭

હરિગીત— "મુજ મન બહુ વધતું નથી, ઉપમન્યુને શી ખોટ છે ?
"વરસ કે બે વરસ મોડું જ્ઞાન એવું મળી રહે !
"અધુના હશે ઇચ્છા જો એની, આડો ક્યાં હું આવું છું,
' બે દિવસ મોડી હોય તો, ઉતાવળો શિદ હું બનું ?" ૩૮

અનુષ્ટુપ—" જુઓ પાછા ફરી જાશો, એવું કૈં કરશો નહિ;
" હા, પાડી છે તમે જાતે, સ્વામીજી ઠગશો નહિ. ૩૯

ઇન્દ્રવજ્રા— " આ આશ્રમે તો મુજ આટલું યે,
" ચાલે નહિ શું ઋષિજી જરા યે ? "

"જાઓ, તમારી મરજી પ્રમાણે,
"રે'શે થઇ ઠીક જ ઠીક હાવે." ૪૦

(૨)

ઉષા ઉગીને પડી છે સવાર!
જાગી ઉઠયા આશ્રમના કુમાર!
બોલ્યા ગુરુ : "જો, ઉપમન્યુ આજે
"ગાયો લઇને ય જવાનું તારે. ૪૧

"જો જે ન થાયે અસુરૂં ચરાવા."
"જી, સારૂં" બોલી ઉર ધારી આજ્ઞા.
આજ્ઞા ગુરુની મન વેદ–વેણુ,
લોપાય કોઈ રીતથી જ કેમ? ૪૨

હરિગીત—આજ્ઞા સૂણી ગુરુવરતણી, વપુ થનગનાટ રહ્યો થઈ!
ને કેમ જાણે કર વિષે, ઝટ ડાંગ તો આવી પડી!
વન–કેડીએ જાણે ક્રમે, પગ ચાલવા મંડી પડયા!
નિર્દોષ હરણાં, રમ્ય ઝરણાં, દ્રષ્ટિ જાણે રમી રહ્યાં! ૪૩

વૃક્ષો. લીલુડાં ખેતરો, વન–પંખીઓ કિલ્લોલતાં,
વનચર પશુ સ્વતંત્રતાએ, વિહરતાં નજરે ચઢયાં;
દ્રશ્યો બીજાં ને આ બધું, દ્રષ્ટિ સમક્ષ ખડું થયું,
પણ અંદરેથી અવાજ આવ્યો, ત્યાં જઈ ખાઈશ શું? ૪૪

વહેલો વહેલો નાહીને, ઉપમન્યુ પરવારી ગયો,
ભિક્ષા માગી ગામમાં, તૈયાર જમીને થઇ ગયો;
જમી તો લીધે આનંદ–સાગર, ઉરમા ઉલટી રહયો,
ને ધેનુ–ધણ એ ચારવાને, શીઘ્ર તો નીકળી પડયો. ૪૫

(૩)

પડી સાંજને ગુરુ–આશ્રમે, ઉપમન્યુ ગાયોને લઈ,
પાછો આવી, હોમ કરતાં ગુરુની પાસ ઉભો જઈ;
હસ્તદ્વય જોડી ઉભો ત્યાં, ગુરુજી મુખથી તો વદે;–
"ઉપમન્યુ બેટા, આવ્યો તું. ખાવાનું શું કર્યું આજ તેં?" ૪૬

અનુષ્ટુપ— ધૌમ્ય ગુરુ તણાં વેણો; ઉપમન્યુ સૂણી વદો :–
"ગામમાંથી ભિક્ષા માગી, ખાઇને હું ગયો હતો." ૪૭

ઇન્દ્રવજ્રા— શબ્દો સૂણીને ઉપમન્યુનાં આ,
ગંભીરતાથી ગુરુ ધૌમ્ય બોલ્યા :—
"ભિક્ષા ગુરુને જણવ્યા વિના રે
"જે ખાય, પાપાન્ન સમીજ તે છે. ૪૮

અનુષ્ટુપ—"કાલેયે ધેનુ લૈ તારે, ચરાવવા જવાનું છે;"
"જી, મહારાજ !" બોલીને ગુરુવેણુ વધાવી લે. ૪૯

( ૪ )

ઇન્દ્રવજ્રા— માર્તંડ બીજા દિનનો ઉગીને
દે પ્રાણતત્ત્વો જગને રહ્યો છે;
વ્હેલો ઉઠીને ઉપમન્યુ આજે,
ભિક્ષાર્થ ગામે ઝટ એ સિધાવે. ૫૦

ભિક્ષા બધે માગીજ લાવી સર્વે,
ચર્ણે ગુરુના ઝટ એ સમર્પે;
ભિક્ષા બધી એ ગુરુ નિજમાટ,
દૈ વાપરી સર્વ કર્યું સપાટ! ૫૧

દ્રષ્ટે નિહાળી ઉપમન્યુ આવું,
ભૂખ્યો જવાને મનમાં વિચાર્યું;

આવી ગુરુ પર્ણકુટીથી બહાર !
જાવા વને એ કરતો વિચાર ! ૫૨

હરિગીત—"ભૂખ લાગશે" ત્યાં અંદરેથી, બોલી ઉઠયું શીઘ્ર કો !
તેથી ફરી ભિક્ષાન્ન લેવા, ગામમાં ઉપડી ગયો;
ભિક્ષાન્ન આરોગી નિરાંતે, ધેનું લઈ એ વન ગયો,
દિન દ્વિતીય તો પશ્ચિમ નમે, એ હોમ–કુંડ ખડો થયો. ૫૩

"ઉપમન્યુ બેટા, આવ્યો તું, ખાવાંનું આજે શું કર્યું ?"
"ભિક્ષા ફરીથી ગુરુજી માગી, ઉદર શાંત કર્યું હતું."
ઉપમન્યુનાં વચનો સૂણીને, ધૌમ્ય ગુરુ ફરીથી વદ્યાઃ—
"એમ કરવું ઉચિત ના, ભિક્ષા ફરીથી મગાય ના ! ૫૪

અનુષ્ટુપ—"ગાયોને ચારવા માટે, કાલેયે પણ તું જજે !"
"જી, જેવી આપની આજ્ઞા," પ્રણમી શીર્ષ એ ધરે. ૫૫

૫

ઇન્દ્રવજા— માર્તંડ ત્રીજા દિનનો ઉગે છે,
ભિક્ષાન્ન લેવા ઝટ સંચરે છે;
ભિક્ષા ગુરુને ચરણે સમર્પી,
ગાયો ચરાવા વન દોટ દીધી. ૫૬

મન્દાક્રાંતા—ઘેરો ઘાટો, શિતલ વનનો, છાંયડો ઠેર ઠેરે,
મધ્યાને એ, રવિ–કિરણુ તો, લેશ ના ત્યાં પ્રવેશે !
વાગોળે છે, ગમતું ચરીને, છાંયડે ધેનુ બેસી,
મોટા વૃક્ષે, ચઢી જઇ સૂતો, ઉપમન્યુ સુખેથી. ૫૭

અનુષ્ટુપ—ઘડીક સામનું ગાન, ગાતો મધુર કંઠથી;
પક્ષી ઘડીક બોલાવ્યાં, વગાડે પાવો બંસરી. ૫૮

ઇન્દ્રવજા— થાકયો ઘણું એવું કરી રમેથી,
બેસી ગયું પેટ અરે ! ભૂખેથી;

એ ભુખના દુઃખ થકી રીબાતાં
આંખો અતિ ઊંડી જતી રહી ત્યાં ૫૯

અનુષ્ટુપ— મનમાં ઉપમન્યુ તો, ગણગણાટ રે કરેઃ—
"ભીક્ષામાંથી ગુરુજીએ, રે'વા ન દીધું કાંઇએ. ૬૦
"બીજી વાર જ ભિક્ષાની, કરી મનાય મુજને;
"ભૂખ્યો આજ રહીશ તો, કાબૂ આવે ક્ષુધાપરે. ૬૧

મંદાક્રાંતા—"ના, ના, એવી, ભૂખ જ સહતાં, શું ભલા લાભ થાશે?
" પાસે ભાણું, પિરસિયું છતાં, કોણ ભૂખે પિડાશે?
"આ ગાયોના, તસ તસી દૂધે, આઉ કેવા રહ્યા છે!
"પી લેઉં હું, પય મધુર તો, ભંગ આજ્ઞા ન એ છે." ૬૨

અનુષ્ટુપ—બેઠો વૃક્ષ પરે થઇ, નીચે આવ્યો ધીમે ધીમે
ગાયોના આંચળે ધાવી, ક્ષુધા સમાવી છે દૂધે. ૬૩

તૃતીય દિન આથમે, અગ્નિશાળે ખરો થઈ;
કરાંજલિ રચી ઊભો, પ્રણમી ગુરુને તહીં. ૬૪

"કેમ બેટા, આજ શાથી, પેટ તારૂં ભર્યું કહે?"
" ગાયોના દૂધથી ગુરુ, ક્ષુધા મારી શમાવી છે." ૬૫

ઇન્દ્રવજ્રા— " એ દૂધ છે વાછરડા ય માટ,
" દોવાય એ દૂધ જ હોમ કાજ
"એ આપણાથી કયમ પી શકાય?
"રે! રે! ન આ'વું અનુચિત થાય! ૬૬

અનુષ્ટુપ—" કાલે યે પણ જા, તારે, ગાયો ચરાવવા જવું;
" ગાયોને દોહીને દૂધ, પીશ ના" ગુરુએ કહ્યું: ૬૭

ઇન્દ્રવજ્રા— "જી, જેવી આજ્ઞા" કહી શીશ નામી,
આવ્યો ત્વરાયે નિજ પર્ણકુટી;

આજ્ઞા ગુરુની બધી રાત દ્રષ્ટે –
રાખી. કર્યો છે મન સાથ નિશ્ચે ! ૬૮

અનુષ્ટુપ— ચોથા દિવસનો ભાનુ, ઉગે છે નભમંડળે !
ધેનુનું ટોળું લઇને, ઉપમન્યુ વને પળે ! ૬૯

ઇન્દ્રવજ્રા— " લે છે ગુરુજી મુજ આ પરીક્ષા !
" તો આજ ખાવું નથી એજ ઇચ્છા !
" ખાધા વિના કૈં મરી શું જવાશે ?
" દી એક શું ના ચલવી શકાશે ? " ૭૦

બેઠો ચઢીને ઉપમન્યુ ઝાડે !
મીઠા સ્વરે વાંસલડી વગાડે !
કયાં સુધી ચાલે પણ વાંસળી એ ?
ક્ષુધાર્તીનો જીવજ ઠેર કયાં છે ? ૭૧

દૂરે દૂરે ભાળી ચરંતી ધેનુ,
કું કૈં થવારે ! મનમાંજ માંડયું;
માર્યો ન હોયે ઉર અંદરેથી–
ધકકો ય કોયે ત્યમ શીઘ્ર ઉઠી; ૭૨

અનુષ્ટુપ— " ગાયોનું દૂધ પીવાની, ગુરુએ કરી છે મના;
" વાછરું માટે એ દૂધ, ના કોઇથી પવાય ના ! ૭૩

" સાચું, એ પણ વાછરું. પીધા પછીય જો પીએ;
" થાયે ના લોપ આજ્ઞાનો, તેમાં નાં કંઇ દોષ છે. " ૭૪

વૃક્ષેથી ઉતરી હેઠો, છોડી વાછરડાં મૂકયા;
ધાવતાં મોંપરે ફીણ, વળે તેય લૂછી પાધું. ૭૫

મન્દાક્રાંત—એવી રીતે, નવ દશ છૂટાં, મૂકીને ફીણ પીધું,
તૃપ્તિ પામી, ગૃહપ્રતિ વળ્યો, ગુરુને શીર્ષ નામ્યું;
ગુરુ પૂછે : "દૂધ બૂધ પીધું, આજ તો તેં નથી ના ?"
"જી, ના, મેં તો, દૂધ પીધું નથીઃ ફીણ ફીસોટ પીધાંઃ ૭૬

" ધાવંતાં જે, મુખ ફીણુ વળે, તે પીને ભૂખ ભાંગી,
"તૃપ્તિ પામ્યો, જીવ ખૂશ થયો, ભૂખનાં દુઃખ ટાળી;"
ગુરુજી કે: "અરર ! પણ રે ! એવું યે થૈ શકે ના !
"એ દૂધે તો, દૂધતણું બધું, સત્ત્વ એમાં રહ્યું ના. ૭૭

અનુષ્ટુપ—"કાલે, એ ફીણ ના લેતો," એવી આજ્ઞા ગુરુ કરે;
"જવી આજ્ઞા" કહી નામી, કુટિરના પથે પડે. ૭૮

(૭)

હરિગીત—જંગલતણો દિન પાંચમો, ઉપમન્યુના જીવ ને અરે !
બ્રહ્માનો દિન થઇ રહ્યો, લાગ્યો અતિ લાંબો ખરે !
વૃક્ષે સૂએ, બેસે વળી, ઘડી વેદ–મંત્રો ઉચરે !
ઘડી પીપળાનાં પર્ણ તોડી, ફેંકતો નિર્મલ નીરે ! ૭૯

ભાનુ નમ્યો પશ્ચિમ દિસે, ગૃહ તરફ વળતી ધેનુઓ,
ને ધેનુ–ધણની પાછળે, ઉપમન્યુ ચાલ્યો આવતો;
વિચારતાં ડગલાં ભરે, મનમાં ઘણો ખુશી થતો,
"ક્ષુધાપરે છે વિજય આજે, આપણો કેવો અહો !" ૮૦

અનુષ્ટુપ—મજેના થોર ખાસાની, વાડ ઉભય બાજુએ—
માર્ગમાં રહી છે આવી, જોતાંરે મનડું ચળે ! ૮૧

મંદાક્રાંતા—"ના, ના, રે ! રે ! હજુ સુધી કશું, કાંઇ ખાધું નથી જ
"તો શા માટે, ધૂળજ કરવું, વેઠયું જે ભૂખ–દુઃખ ?
"કિન્તુ જોઉં, સહજ હું ખરો, ફીંડવાં આ રૂપાળાં !
"કોઇનો ના, હક ઉપર છે, હોમમાં કામનાં ના !' ૮૨

અનુષ્ટુપ—ભૂખનાં દુઃખ ભારે છે, વેઠયાં તેજ તરી ગયા;
જીહ્વા–લૌલુપ્ય જેને ના, સુખી તે જીવને થયા. ૮૩

જીવન માટ ખાવાનું શું ખાવા માટ જીવવું ?
ઉન્નતિ શ્રેય શેમાં છે? હૈયે એ જ વિચારવું. ૮૪

ક્ષુધા છે દુષ્ટ રાક્ષસી, સાનભાન ભૂલાવતી;
રાખી સંયમ ના જાણે, દુઃખાનલે પ્રજાળતી! ૮૫

મન્દાક્રાંતા—ક્ષુધાપીડે, જગત જન કૈં, નીતિનો પંથ ત્યાગી,
દુર્નીતિએ, વિચરી જગતે, પિંડ પોષે અભાગી!
ભ્રષ્ટા થાતી, શિલ ગુણ તજી, સુન્દરી કૈંક રે! રે!
ચોરી, જારે, નર લપટતા, ખૂની આ પીડ માટે. ૮૬

દુકાળે કૈં, ક્ષુધિત જન રે! ભૂખના દુઃખ–રોગે;
ખાતાં નારે, કરથી ઝૂંટવી, નિજ ક્ષુધા શમાવે!
લજ્જા બજ્જા, શરમ બરમે, ના ભૂખ્યા છે જનોને,
દૈવી ગુણો ખસી, અસુરતા, વ્યાપતી રોમ રોમે. ૮૭

માતા પિતા, નિજ શિશુ હણી, કેર કાળો કરે છે!
દુકાળીનાં, શિશુ અળસિયાં, રે! પ્રભો! શું હશે રે?!
ગાંધારી શી, સતી જગતમાં, શોધતાં વાર લાગે!
ફેરી લેવા, શિશુ ઢગ કરી ઉપરે એ ચઢે છે! ૮૮

રે! રે! આવું, કરુણ સૂણતાં, વાંચતાં રોમ રોમ–
ધ્રૂજે, કંપે, હૃદય રડતું; અશ્રુ વ્હે બોર! બોર!
રે! રે! વ્હાલા! જગતભરના, જીવની શું કસોટી–
ક્ષુધા મૂકી, પ્રભુ! તું કરતો, તાવી તાવી કદાપિ? ૮૯

અનુષ્ટુપ—તવાઇ તું કસોટીમાં, બ્હાર જે નીકળ્યા જગે!
કુંદન સરિખા શુદ્ધ: અંબાર તેજના ઝગે! ૯૦

લાડીલા એ પ્રભો! તારા, સાચા ભક્ત જગે દિસે!
સંયમી જીવન ગાળી: શુચિ પદામ્બુજને ચૂમે! ૯૧

ક્ષુધાના દુઃખથી છાંડે, માનવતા શું માનવી ?
જીવે શ્રેષ્ટ પછી શાનો ? રે ! રે ! જો પશુતા ગ્રહી. ૯૨

કુદરત કૃતિની છે, છેલ્લી માનવ સુકૃતિ :
સૌન્દર્યે સુકૃતિ શોભે; સૌન્દર્ય શુચિતા મહીં; ૯૩

તૃષ્ણા, મોહ, પ્રલોભને, માનવી હા ! ફસી પડે !
ઝાંઝવાના જલે તૃષા, મિથ્યા છિપાવવા ફરે ! ૯૪

ઉપમન્યુ બિચારો જ્યાં, કરી રહે વિચાર રે !
ત્યાં તો કર થયો લાંબો, ફીંડવાં ડાંડીથી તૂટે ! ૯૫

મન્દાક્રાંતા— એવામાં ત્યાં, સરર કરતી, થોરની શેડ છૂટી,
ઉડી નેને, નયન ગળતાં, નેણુ–જ્યોતિ હરાઈ;
રે ! રે ! આખું, થઇ ગયું દિસે, વિશ્વ અંધાર છાયું !
અંધાપાનું દુઃખ કરમમાં, દીઠું આવી ઉભેલું. ૯૬

કેડી, ધેનુ, તરૂવર કશું, દૃષ્ટિયે ના જણાયે,
ધેનુના એ, પદરવ રવે, આસરે ચાલી આવે;
થોડું ચાલ્યો, પણ નજીકમાં, ભાડીયો એક આવે,
ચાલ્યો આવે, ગબડી પડિયો, ઉપમન્યુ મહીં રે ! ૯૭

અનુષ્ટુપ— સ્વ ક્ષુદ્રતાનું ભાનરે, પડતાં વેંત થૈ ગયું;
જ્ઞાનિલું, કરૂણું, ડાહ્યું, વદાઇ વદને ગયું :— ૯૮

હરિગીત—" હું ઉપમન્યુ ! ગુરુએ મુજને, કહ્યું છતાં રે ! આટલું,
" ખાળી શકયો મુજ ભૂખ ના, હું ને ગમારે ફરક શું ?
" દેખાય છે મુજ મૃત્યુ હા ! આ કૂપમાં આજે ગુરો !
" પ્રભુ ! માફ કરી દેશો ક્ષમા ! અપરાધી છું હું મૂઢ ઓ ! ૯૯

" આપની આજ્ઞા તણા, અક્ષરાર્થને વળગી રહ્યો.
" માફી તેની ગુરુજી આપો, બાળ છું શરણે પડયો;
" આપજ મને મળજો ગુરુ, મુજ આવતા જન્મે પ્રભો !
"ગુરૂ–પત્ની આપ જ ઉદરથી, અવતાર મુજને આપજો!" ૧૦૦

અનુષ્ટુપ— સાફ દીલે થયેલો જે, પસ્તાવો પ્રભુ! સાંભળે!
પાપનો પૂંજ બાળી દે, બાંય પાપી તણી ગ્રહે! ૧૦૧

હરિગીત— બાથોડિયાં મારી રહ્યો, ઉપમન્યુ કૂપમાં રે! પડી?
ત્યાં પ્રભુ-કૃપાએ એહને, કર એક ભેખડ તો ચઢી!
સાગર-જલે ડૂબતા કરે, બચવાનું સાધન મળી રહે!
આનંદ જેવો થાય તેવો, ઉભરે એના હૃદે! ૧૦૨

બચવાનું સાધન મળી રહે, એ આવલાં મારી ચઢયો,
કિન્તુ ધ્રૂજારો લેશ પણ ના, "શું થશે?" ભયથી ગયો;
રૂંવે રૂંવું, ઉભું થયું, ના માર્ગ સૂઝતો કોઇ હા!
ઉપમન્યુ ત્યાં ઉભો રહ્યો, વિચારતો નિજની દશા! ૧૦૩

અનુષ્ટુપ— આશ્રમે હોમ વેળા થૈ, જોતા રાહ ઉભા ગુરુ;
જોતાં ના ઉપમન્યુને, તપાસ સૌ કરી રહ્યું. ૧૦૪

"ધેનુ સૌ પાછી આવી ગૈ, આવ્યો ના ઉપમન્યુ છે."
સૂણી આવું ગુરુ-પત્ની, ફફડાટ કરી મૂકે :- ૧૦૫

ઇન્દ્રવજ્રા— "રે! રે! રહ્યો ક્યાં ઉપમન્યુ મારો?
"કે ફાડી એને વનમાંજ ખાધો?
"કે સર્પ એને ડસિયો હશે શું?
"કે મૃત્યુ પામ્યો કદી ભૂખથી શું?" ૧૦૬

અનુષ્ટુપ— ગુરુજી ઉપમન્યુને, શોધવા નીકળી પડયા;
શિષ્ય થોડા લઈ સંગે, જંગલના પથે પડયા. ૧૦૭

હરિગીત—"ઉપમન્યુ ઓ! ઉપમન્યુ ઓ!" ગુરુ પાડે બૂમો જંગલે!
ત્યાં કૂપમાંથી અવાજ આવ્યો: "હું પડયો ગુરુજી કૂવે!"
ગુરુ શિષ્ય સર્વ અવાજ પ્રત્યે, શીઘ્ર તો દોડી ગયા,
પદરવ સૂણી ઉપમન્યુ પાડે, બૂમ મોટેથી તદા :- ૧૦૮

"જી, આ છે મોટો ભાડીયો, રહેજો તમે દૂરે અરે?
"નહિ તો પડીને ભાડીયામાં, દુઃખી થાશો સૌ ખરે!"
કૂવા સમિપ આવ્યા બધા, ઉપમન્યુને ગુરૂજી પૂછે :–
"બેટા, તું અંદર કયમ કરીને, પડી ગયો આરે કૂપે?" ૧૦૯

અનુષ્ટુપ—દર્દીલાં ઉપમન્યુ ત્યાં, વેણો શોકભર્યાં વદે :—
"જી, મારાં કર્મનાં પાપે! થયો છું હું આંધળો અરે!" ૧૧૦

ઇન્દ્રવજ્રા— "શું આંધળો આંખથી તું થયો છે?
"તો વાત સર્વે મુજને કહેને?"
વૃત્તાંત સર્વે કૂપમાં રહીને
જે જે થયું તે મૂળથી કહ્યું છે. ૧૧૧

હરિગીત–રે! રે! સુણી વૃત્તાંત સઘળું, ગુરુ-હૃદય ઉઠયું હલી!
બોલ્યા : "બેટા લગી ન ગભરા, પ્રભુ સદા મંગળ મયી!
"અશ્વિની કુમાર સ્તુતિ, કર તું ભાવ ભીના હૃદે!
"સુર-વૈદ એ કલ્યાણ કરશે, છે સદૈવ કૃપાનિધે." ૧૧૨

અનુષ્ટુપ—આશ્વાસન દઈ એવું, ગુરુજી ઉપમન્યુને;
શિષ્યો સૌ ત્યાં ઉભા રાખી, "આવું છું," કહીને ખસે ૧૧૩

કૂવાની એક બાજુએ, જગ્યા ઘણી નીચી હતી;
હતી ત્યાં ગુંદી મેંદીની, ધારે વાડ લીલી લીલી. ૧૧૪
કરે છે શું? કહે છે શું? જિજ્ઞાસા જાણવા થતા;
લીલુડી વાડનાં ઓથે, છૂપાઇ ગુરુજી ઉભા. ૧૧૫

હરિગીત—જીવન-તટે હારી ઉભેલા, માનવી જે ભાવથી
ભક્તિભીના, હૃદય ઝરતે, રહે છે સ્તુતિ આદરી;
કરુણાભરી એવી સ્તુતિ ત્યાં, અશ્વિની કુમારની—
ઉપમન્યુ અંતર કરી રહ્યો, કરકમલ દ્વય અંજલી રચી. ૧૧૬

ન શું સાંભળે છે ભક્તને, આધિન રે છે દેવતા ?
સુણી પ્રાર્થના ઉપમન્યુની, હાજર કુમાર રૂપે થયા.
ઝગઝગ કરંતી ધવલ–જ્યોતિ, શીઘ્ર ત્યાં વરસી રહે !
"ઉપમન્યુ ! અમને કેમ તેડયા ? " શ્રી મુખે સાચુ કહે. ૧૧૭

ઇન્દ્રવજ્રા— " રે ! રે ! થયો છું પ્રભુ ! આંધળો હું,
" તો દેખતો આપ કરો દયાળું !
" બીજી ન કૈં છે મુજ ઉર–ઇચ્છા !
" માગું પ્રભુ ! કેવલ નેત્ર–ભિક્ષા ! " ૧૧૮

અનુષ્ટુપ—"બસ, એટલું લે આ છે, અપૂપ તે તું ખાઇ લે !
"આંખો ઉઘડશે ખાતાં, નયન-તેજ આવશે. " ૧૧૯

ઇન્દ્રવજ્રા— " રે ! રે ! ખવાશે મુજથી પ્રભો ! ના !
" ખાવાથી હોળી પ્રગટી બધી આ !
" યાચું કૃપા જે બચવાય માટ,
" તે આ બધા હોળી તણા પ્રતાપ ! ૧૨૦

" નાખ્યો મને મારી જ હોળી છે,
" ને ખારી ખારી કરી જિન્દગી છે;
"હોલે પડ્યો, ખાઇ પડું હું ચૂલે !
" તો ખાઇ હાવે કરૂં શું હું ભૂલે ? " ૧૨૧

સુણી કુમારો ઉપમન્યુને કે' :—
" ખાવાનું કયાં છે ? પણ આ દવા છે;
" સાજાય તારે થવું જો હશે જ,
" લેવું ભલા ! આ પડશે અપૂપ ! " ૧૨૨

હરિગીત—"જોતા થવાય તો ઠીક છે, નહિતર અરે ! પ્રભુ ! કંઈ નહિ,
"પણ ગુરુની આજ્ઞા વિના, મુખમાં મુકાયે કંઇ નહિ;
"નિશ્ચય મારો એ જ છે" ઉપમન્યુ મુખ આવું સુણી,
ચિડાઇ કુમારો મન જરા, ઉપમન્યુ સહુ બોલ્યા તહીં :— ૧૨૩

"તુંજ ધૌમ્ય ગુરુએ પણ અપૂપ આ, ગુરુની આજ્ઞા વિના,
"લીધું હતું, તેથી શું ભારે, થઇ ગયો મોટો અહા !"
"સંકલ્પ મારો એ પ્રભુ ! સંકલ્પ ભોગે રે ! કદી,
"નથી ઇચ્છતો, હું દેખતો થાવાને મારા નયનથી ૧૨૪

અનુષ્ટુપ— સૂણીને વચનો આવાં, કુમારો ઉપમન્યુનાં;
ધૌમ્ય ગુરુ તણી પાસે, આવી આજ્ઞા લઇ ગયા. ૧૨૫

પછી ત્યાં ઉપમન્યુને, અપૂપ ખવડાવિયું;
ખાતાં અપૂપ ખોવાયું, નયને–તેજ આવિયું. ૧૨૬

કુમારોની કૃપાદ્રષ્ટે, કૂપ બહાર નીકળે;
કૂવા–કાંઠે, ગુરુ શિષ્ય, ભેટી કેવા અહો ! પડે. ૧૨૭

મન્દાક્રાંતા— પ્રસ્વેદે ત્યાં લદબદ બની, ઉપમન્યુ ગયો છે,
ગુરુજીનો, કર–કમલ હો ! મસ્તકે ત્યાં ફરે છે !
બોલ્યા: "બેટા, તુજવિણ અરે ! આશ્રમે માત તારી,
"ઝૂરી ઝૂરી, ફફડતી હશે, સાંભળી વાત તારી. ૧૨૮

અનુષ્ટુપ—"તને દેખી થશે શાંતિ, આશ્રમે ભાઇ ! ચાલ તું;"
ગુરુ–વેણ સૂણી એવા, આશ્રમ–માર્ગ લે સહુ. ૧૨૯

એહાં હવાં ગુરુ–પત્ની, ઝાંપે આશ્રમના તહીં;
સર્વને આવતાં જોઇ, ઉભાં શીઘ્ર થયાં ગઇ. ૧૩૦

ઉપમન્યુ મૂકે માથું, ખોળામાં ગુરુ–પત્નીના;
"બેટા મારા, ઘણી ખમ્મા ! થાજો દૂર અલા ! બલા ! ૧૩૧

મન્દાક્રાંતા—"બેટા, તારી કથની મુજને, જ્યાં કહી આરુણિએ,
"કે તું આંખો, ગુમવી પડિયો, ભાડીયાની મહીં છે,
"અંધારાં ત્યાં, કથની સૂણતાં, બાપુ ! આવી ગયાં'તાં,
"ગુનો એ સૌ, તુજ ગુરુ તણો, માનજે સાચું બેટા !" ૧૩૨

ઇન્દ્રવજ્રા— " છે વાંક મારો પછી કે તમારો ?
" હૈયે કરો તોલ તમે તમારો ! "
" ના જાણતી હું તમને જ આ'વા !
" કે વજ્ર જેવા કઠણી હ્રદેના ! ૧૩૩

" આ તે બધા બાલક કે અરિ છે ?
" દાવો શું રે દુશ્મન જીતવો છે ?
" જો રાખવી આશ્રમ હોય મુને,
" આવી પરીક્ષા કદી તો ન ચાલે ! " ૧૩૪

હરિગીત—"સાક્ષાત્કાર શું એની મેળે, અમથો અમથો હશે થતો ?
"કસોટી-સરણે ચઢ્યા વિણ, સાચાં મુલ્ય શું થાય ? હો !
"અન્તે વાસજ ઉપમન્યુ ! આજ પૂર્ણ તું થાય છે !
"માતા-પિતા તુજ વાટ જોતાં, બાપુ ! ગૃહ બેઠાં હશે ! ૧૩૫

"ભાડીયામાં જ્ઞાન-સ્ફુરણા, સાચી તુજને થઇ ગઇ !
"કલ્યાણ તારૂં થાવ બેટા !" ગુરુ રહ્યા આશિષ દઇ,
ઉપમન્યુએ ગુરુ,-ચરણ-કમલે, શીર્ષ નીચું નમાવિયું,
ઋષિ-પત્નીના ખોળા મહીં, ઉપમન્યુએ શિર મૂકિયું. ૧૩૬

ઇન્દ્રવજ્રા— માથું સૂંઘ્યું ત્યાં ગુરુ-પત્નીયે છે !
રૂડું કર્યું તિલક છે લલાટે !
વર્ષાવી હેલી, ઉર-આશિષોની !
ઇચ્છી ભલું, શુભ વિદાય દીધી ! ૧૩૭

ભાલોદ
વાયા-અંકલેશ્વર

**ચન્દ્રશંકર ધીરજરામ પંડ્યા**

# સારસ–યુગલ

[અનુષ્ટુપ શાલિની]

બુદ્‌બુદો વારિમાં ઉઠે, મત્સ્ય નાચે, કૂદે, રમે;
એકાકી સરનાં કાંઠે, યુગ્મ સારસનું ભમે. ૧

ચારે પાસે સ્વચ્છ મેદાન જંગી,
દૂરે દૂરે નાચતી'તી કુરંગી,
ધીમે ધીમે ડોલતી વૃક્ષ ડાળી,
તેવા સ્થાને જોડલી આ રૂપાળી. ૨

ડોક ઉંચી કરી ગર્વે નિહાળે યુગ્મ એ બધે,
પ્રેમની શ્રેષ્ઠતા જોવા વિશ્વજનને એ વદે ! ૩

ખુલ્લી કાયા, અંગ આભૂષણો ના,
સાથે ખેલે મસ્ત દીગંબરો શાં,
સૂક્ષ્મે ભોગી સૂક્ષ્મમાં હર્ષ માને,
નાચે મિથ્યા માનવી સ્થુળ તાને. ૪

હર્મ્ય વાડી, ત્વચારંગે, કંચને જડ વસ્તુમાં
આદરે જંગ દેહી સૌ નાચે નયનો મોહમાં. ૫

ને આ જોડી દિવ્ય સંતોષ માની
મ્હાલે સોડે; પ્રેમમાં બેઉ ધ્યાની,
સ્વામી સાથે સારસી પાદ માંડે,
સર્વે સ્થાને સાથ અર્ધાંગી છાંડે ! ૬

લગ્નમાં પતિની પૂઠે વધૂ ડગલાં માંડતા
સ્વામીના પગલે ચાલે શ્રદ્ધાથી આ સારસી. ૭

નેત્રે છાઇ પ્રેમશ્રદ્ધા અતૂટ,
હૈયા મધ્યે હર્ષશ્રાવો અખૂટ;
નાચે બન્ને પ્રેમના દિવ્ય ગીતે,
વીતે હોંસે સૌ દિનો એક રીતે. ૮

કો' પળો હર્ષમાં જાતી કંકાસે પળ કો' જતી,
માનવીનાં ઉરે એવાં ક્ષણેક્ષણુ જુદી મતિ. ૯

આત્મા કેરૂં ઐક્ય સાચું પીછાન્યું,
અદ્વૈતેથી ચેતને સુખ માન્યું,
દેહો જુદા આત્મ આત્મે વણાય,
ક્ષીરે નાખ્યું નીર, બે એક થાય. ૧૦

પૃથ્વીમાં ભમતા જીવો છાયા સંગ તજે નહિ,
સ્વામીનો સંગ ત્યાગે ના, સારસી છાયા સમી. ૧૧

ઊંચે છાયું છાપરૂં આભ કેરૂં,
નીચે પૃથ્વી સ્થાન કેવું અનેરૂં!
ચારે પાસે સૌ દિશાઓ દિવાલે,
ને તે મધ્યે સારસો મસ્ત મ્હાલે. ૧૨

પ્રેમના શબ્દના નાદો બન્ને સાથે જ ફેંકતાં,
જીંદગીની ધુરા કાંધે ઉપાડી સહ ખેંચતાં; ૧૩

દ્વેષી શબ્દો કો’ દિને ના સુણાયે,
આનંદે ત્યાં પ્રેમગાનો ગવાયે,
સંસારાબ્ધિ સ્હેજમાં પાર થાયે,
એવી શ્રધ્ધા દિવ્ય હૈયે સુહાયે. ૧૪

“ચર્મરંગે મઝા માને ક્ષુદ્ર બુધ્ધિ મનુષ્ય આ
પ્રેમ કેરા મહારાજ્યે લાલસા દેહની જ ના; ૧૫

ચાલો વ્હાલા ! હોય જ્યાં ના મનુષ્યો
ના જોવાયે તેમનાં સ્વાર્થ દૃષ્યો;”
એવું બોલી જોડ આભે ઉડન્તી
વાયુ રૂપી નીરમાં શું તરન્તી ? ૧૬

દૂર એકાંતમાં બેઠાં, ક્રૂર માનવથી ડરી,
વૃક્ષ ડાળે છુપ્યો વ્યાધ, એવું જાણે નહિ જરી; ૧૭

ઝેરી ભાવો માનવોના વિચારે
એવું માની પાદ નગ્રે ન ધારે,
દૂરે દૂરે જાય એકાંત વાસે,
સ્વાર્થીઓથી સારસો કાં ન ત્રાસે ? ૧૮

દિવ્ય એ પ્રેમ પ્રેક્ષન્તો માનવી નગ્ન નેત્રથી
દિવ્ય છે એમ માનીને જીવને વણુતો નથી. ૧૯

માસો, વર્ષો, જીંદગી સર્વ વીતે,
સાથે જીવે એકધારી જ પ્રીતે,
સાથે સાથે મૃત્યુના ઘંટ વાગે,
પ્રેમી જાતાં પ્રેમિકા પ્રાણ ત્યાગે. ૨૦

પ્રેમના શુચિ મંત્રોની સત્વરૂપ આ જોડલી,
વિશ્વના રમ્ય ઉદ્યાને, કલ્લોલે પ્રેમ ઐક્યથી; ૨૧

કામી, લોભી, માનવી સ્વાર્થ આણી,
મારે હૈયે પારધી તીર તાણી,
તીણા નાદે સારસે ચીસ નાખી,
પૃથ્વી અંકે સ્થુળ કાયા જ રાખી. ૨૨

ક્ષણ કેરા વિલંબે તો નાથનો સંગ ના મળે,
પૃથ્વીએ શિર કૂટીને સારસી સહુમાં પળે. ૨૩

ઊંચી નીચી પાંખ બે મંદ હાલે,
સાથે જાવું એ જ આતુર ખ્યાલે,
ધ્રૂજે હૈયું સારસીનું પ્રમાદી,
ચક્ષુ સામે નાચતી રમ્ય યાદી. ૨૪

દેહની ગોઠડી ત્યાગી આત્મા ચાહે છુટો થવા,
ગૃહ ત્યાગી જતો જેવો વિદેશે નર ના સદા ? ૨૫

સંધ્યા ઝુકી આભમાંથી જવાને,
રાત્રિ સ્થાપે શ્યામતા ઘોર ગાને,
છેલ્લા શ્વાસો દેહમાં ઉભરાયા,
ફેલાયે ત્યાં કારમી શાંતિ–છાયા. ૨૬

સૂક્ષ્મપ્રેમી વિહંગોના સ્થુળ દેહો રહ્યા ભૂમિ,
સૂક્ષ્મથી સૂક્ષ્મ સાંધીને બ્રહ્મતત્વ લીધું ચુમી. ૨૭

પ્રાંતિજ                                                    આનંદરાય ભટ્ટ

# બુદ્ધનો હંસ

લલિત :— ગગન માર્ગમાં છેક એ ઉંચા.
ઉડત હંસલા માનસર તણાં.
હ્રદય કુમળાં હંસ બાપડાં,
ધવલ પાંખને વાયુમાં વીંઝે. ૧

ધનુષ્ય ખેંચતો પારધી અરે!
અ ર ર બાણુશી હંસ વીંધતો.
પ્રસરી પાંખ ત્યાં વીંચી આંખને,
હ્રદય શૂન્યની હંસલુ પડયું. ૨

હ્રદય કુમળું હંસ બાપડું,
વહી રહ્યું અરે રક્ત રંગથી.
ધડકતાં ઉરે હાય હાંફતું,
નયનમાં અરે નિર આવતાં. ૩

અ ર ર પારધી આવતો હતો,
લઇ જશે અરે રે શિકાર તે.
પણુ ઉભા તહીં બુદ્ધ આવીને,
હ્રદય ચાંપતા હંસ એ લઇ. ૪

શાર્દૂલ :–વિંધાયો અહ હંસ ત્યાં મધુરવો હાંફી રહ્યો દુઃખમાં
શિકારી શરથી અરે હ્રદય જે રે રક્ત ધારે વહ્યું
ગાત્રો એ બનતાં જતાં શિથિલને હું ફેથી પંપાળતાં
ને આશ્વાસન આપતાં હ્રદયથી એ ચુમતાંતા મુખે. ૫

મન્દાક્રાન્તા :– પંપાળીને મૃદુકર વતી હસ્તમાં હંસ રાખી
રે સિદ્ધાર્થે દુઃખીત હૃદયે હંસને ઉર ચાંપ્યો
વિંધાયેલો નવજીવનને પામતાં હંસ એ તો
ઉલ્લાસે એ ગભરૂ સરખો બાપડો હંસ રૂડો. ૬

અનુષ્ટુપ :– કહી શિકાર મારો આ આવે છે ધસતો અહા!
ને ત્યાં તો શ્વાસ લેતો એ પારધી આવીને ઉભો. ૭

વસંતતિલકા :– બોલે ન કાંઇ મુંગા રહીને અહાહા!
સિદ્ધાર્થ કોમળ કરે જ રમાડતા'તા
બોલ્યો શિકારી ફરી ઉગ્ર થતાં અતિશે
મ્હારો શિકાર શર મારી કર્યો હતો મેં. ૮

સિદ્ધાર્થ તો નયનમાં પછી પ્રેમ લાવી,
બોલ્યો અરે હૃદય આ નવ હોય તારૂં!
એ મોતના મુખ થકી ઉગરી ગયો છે
ને રાજહંસ નવચેતન પામીયો છે. ૯

ઉપજાતિ :– શિકારી તો એમ કહી ઉભો ત્યાં,
આપી હવે દે જ શિકાર મ્હારો.
દુઃખી થઇને શ્રમ મેં કર્યો છે,
ને વ્યોમથી હંસ નીચે ઉતાર્યો. ૧૦

સિદ્ધાર્થ નેત્રો અહા અશ્રુ સારે
ને હંસને દાબી રહ્યાં હૃદયથી.
પ્રતિભા દીસે ગૌરવવંત મુખડે;
પંપાળતા હંસ રહ્યા રમાડી. ૧૧

દયા અને પ્રેમ તણાંય સૂત્રો,
આ વિશ્વને રે કરૂણાં બતાવા.
આ હંસ તો છે મુજ પ્રાણ ભાઇ,
શિકાર તારો કદી એ ભલે હો ! ૧૨

લલિત :— નવ કદી દઉં હું તને હવે.
જગતને અરે ન્યાય પૂછીએ.
કબૂલ તે થયો પારધી તહિં,
વદન તો હસે સાથ ચાલીયો. ૧૩

અનુષ્ટુપ :– ત્યાં સામે તો મહાન કો યોગિ આવી ઉભા રહે.
વાત કહી બધી નમીને સિદ્ધાર્થ ન્યાય પૂછતાં. ૧૪

મન્દાક્રાન્તા :–ઉગારીને નવજીવનને આપતાં હોય તેની
માલિકી તો અહહ જગમાં તેની સાચી ગણાય
યોગીએ ત્યાં જગતભરની રીત એવી બતાવી.
સિદ્ધાર્થના હૃદય પર જે હંસ તે હોય તેનો. ૧૫

ઉપજાતિ :– કૃપા અને જે કરૂણાં બતાવે.
છે માનવિ તે જગ દેવ સાચો.
યોગી તણાં એ શબ્દો સુણીને
પારાધી ચાલ્યો શર ફેંકી દેતો.
યોગી જતાં એ જગન્યાય આપી
સિદ્ધાર્થ ઉભા કરૂણાં બતાવી
પંપાળતા એ કર હંસ સાથે
સાક્ષાત જાણે જગની અહિંસા.

મુંબઇ સમાચાર
દિપોત્સવી ૧૯૯૪ } ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

# કટાક્ષ કાવ્યો



[ ચિત્રકાર કુ. શ્રી. મંગળસિંહજી ]

# અનુક્રમણિકા

# મુંબઈની લગની

[ગઝલ]

પ્રવાસી ગામડા ગામે, બધીએ ડોશીઓ દેખી,
પૂછેલું એમને કારણ, પુરુષ સંખ્યા કમી પેખી.
પ્રવાસીને મળ્યા ઉત્તર, ગયા છે શેઠ મુંબઇમાં,
અમારા જેઠ પણ જઇને, કરે છે વેઠ મુંબઇમાં.
દીયરજી દોઢીઆં માટે, દીએ છે દોટ મુંબઇમાં,
ફુવા ફેરી તણો ધંધો, કરે છે કોટ મુંબઇમાં.
ચચાને ચાહની હોટલ, પિતાજી પાન વેચે છે,
બપાવા વેચતા બોટલ, જમાઇ જોષ જુએ છે.
ભલા ભાઇ ભુલેશ્વરમાં, જઇ ઉપદેશ આપે છે,
મળે જે દાન એનાથી, ક્ષુધાનું દુઃખ કાપે છે.
બનેવી માટલાં માંડી, પરબનું પાય છે પાણી,
લખે નણદોઇ નામું ને, ધણીજી ભૂંજતા ધાણી !
ગલ્લીમાં ગાંડીઆ વેચે, કૂશળ કંદોઇ છે કાકા,
અને માર્કીટમાં મામા, ગણે કાપડ તણા તાકા.
કરે છે શેરનો સટ્ટો, ભણ્યો ભાણેજ મુંબઇમાં,
નથી પુતરજીનો પત્તો, હશે મોવાલી મુંબઈમાં !
નથી ત્યાં સાથરો સૂવા, નથી ઘરબારનો પતો,
ઘણા તો ઓટલે સૂતા, ગલીચ ગંધાય જ્યાં લત્તો.
મરે મંદવાડ વેઠે છે, છતાં જોતા નથી જાગી,
બીજે ધંધા પડયા બહોળા, છતાં મુંબઇની લે લાગી.
ગયા છે ગ્રામ્ય ઉદ્યોગો, પડયાં છે ખેતરો ખાલી,
પરન્તુ છે પવન વાયો જે, મુંબઇની લગન લાગી.

**દેવકૃષ્ણ પીતાંબર જોષી**
સૌ. ટેલરીંગ કોલેજ : સોનગઢ (કાઠિયાવાડ)

પ્રગટ "ગુજરાતી"
૧૭-૧૨-૧૯૨૨

# અમારા બાપુ

[ ગઝલ ]

ઉપજમાં આવતું એથી વરો ઘરનો વધારે છે;
કરજની ફેર ના કરતા અમારા દેશના બાપુ.
મૂડીમાં કોઠીઓ ખાલી પટારા પાંચ પચ્ચી છે;
ભીંતોએ ચાકળા બાંધી બિરાજે ખાટલે બાપુ.
હજુરીઓ ભરે હુક્કા અમલનો રંગ આણીને;
પીએ પ્યાલી કસૂંબાની અમારા દેશના બાપુ.
ઉમર છે સાઠથી ચઢતી સૂઝે છે રાતના ઝાંખું;
પરન્તુ પાંચ વરસે એક પરણે રાણીઓ બાપુ !
કરે છે વૉરની વાતો સરસ શૂરવીરતાવાળી;
મળે શિયાળવું સામે બીએ છે શીમમાં બાપુ !
કટાણી કાળ જૂનાની, કમર સમશીર બાંધે છે;
કરડવા કુતરૂં આવે બૂમો પાડી ઊઠે બાપુ !
વડાં સામ્રાજ્યની સરહદ સંબંધી સંમતી આપે;
સિમાડો શીમનો કયાં છે? ન જાણે ગામનો બાપુ !
કરે છે કાગળે મત્તું બગાડે એક બે ટાંકો;
મિનિટે એક બે શબ્દો લખે મુશ્કેલીએ બાપુ !
કઢાવે મોશમે ઘાણી ચલાવે છે વરસ આખું;
કરે છે ડેલીએ દીવા દીવાળીને દીને બાપુ.
દીએ છે દૂધનાં દોણાં અગર કો ભાંડ આવે છે;
પીવે છે છાશનાં પાણી ગૃહે છાનામુના બાપુ.

પ્ર : નવચેતન
ફેબ્રુઆરી '૩૫

દેવકૃષ્ણ પીતાંબર જોષી

# દેવ ! તારે કાજે

[ રાગ : શિવાજીનાં હાલરડાંનો ]

પત્થર ગારો ને ઝાડવાં પૂજ્યાં, પૂજ્યાં વડનાં પાન
પૂજ્યા ઉંદરડાને ગાવડી પૂજી શ્વાનને નીર્યું ધાન
હરિજન તરસ્યો જાણી;
પાયું નહીં પાવળું પાણી.

ઘૃત સુગંધીને પુષ્પ ચઢાવ્યાં દીધાં ફળોનાં દાન;
દેવ મગાવીને દેગડાં મોટાં દૂધે કરાવ્યાં સ્નાન.
બાળુડાના દૂધમાં પાણી પીડિતોની ભીડના જાણી !

તારે કાજે મેં તો વાઘા શીવાર્યા ને સોળ ધર્યા શણગાર,
મહેલ સમાં તારાં મંદિરો બાંધ્યાં સાવ સોનાનાં દ્વાર;
ફાટયું ભંગી ગોદડું માગે વૈરી મારી લડવા લાગે !

તારે કાજે મેં તો કેશ વધાર્યા ને લીધો અજાનો વેષ,
ચૂરમાં ચોળાવ્યાં ગોર મારાજોને, ના'પી ગરિબોને ઘેંશ;
એંઠું જૂઠું માગવા આવે નોકર મારો લાત લગાવે !

ખાંતે ખાંતે મેં તો ખાજાં બનાવીને પ્રીતે ધરાવ્યાં થાળ,
એટડો મારો જો બટકું માગે ખેંચું ચૂંટી લઇ ગાલ;
હરિજન રાબડી કાજે દ્વારે દ્વારે દુઃખીઆં જાચે !

ઊંટ ગધેડાંને પાણી પાવા કાજે બાંધ્યાં હવેડાને વાવ,
માનવકૂળને ખાસડે માર્યું પૂછયો નહીં કંઈ ભાવ;
હરિજન ઊતરે આડો બિચારાનો બગડે દહાડો !

પાણામાં પેઠેલા શોધવા તુજને આંખ મીંચી ધરૂં ધ્યાન,
ઉઘાડી આંખોની સામે ઉભેલો ભાળું નહીં ભગવાન,
છતી આંખે આંધળા જેવો, મારા જેવો કોણ ને કહેવો ?

ગંગા ના'યો વળી ગોમતી નાહ્યો, નાહ્યો અડસઠ નીર,
હૈડું મારૂં તો યે પત્થર પેઠે પલળ્યું નહિં લગીર;
પાકા કાળા પાણકા જેવો બન્યો મારા દેવની જેવો !

પ્ર : હરિજનબંધુ ૧૪-૧-૩૭ — દેવકૃષ્ણ પીતાંબર જોષી

# વીસમી સદીનાં રાનાદેને

[ રાગ : લીપ્યું ને ગુંપ્યું મારું આંગણું ]

પરણ્યો કામે છે મોટા પ્રેસમાં,
પુરા પંદરનો પગાર રે; રાનાદે ! જાજાં છોરૂડાં અળખામણાં !
ખોબાતે જેવડું મારૂં ખોરડું,
લુંબે ને જુંબે પરિવાર, રે રાનાદે ! જાજાં છોરૂડાં અળખામણાં !
ખાલી ખમ ખખડે મારાં હાંડલાં,
ખાવા ખોરૂડી જુવાર રે, રાનાદે ! જાજાં છોરૂડાં અળખામણાં !
સાંસા છે વાસી ખાટી છાશના,
પાડે છે દૂધનાં પોકાર રે, રાનાદે ! જાજાં છોરૂડાં અળખામણાં !
ફાટલ ને તૂટલ મારાં લૂગડાં,
નાગાં ને પુગાં મારા બાળ રે, રાનાદે ! જાજાં છોરૂડાં અળખામણાં !
કાંણાં પાડયાં મેં મારે કાળજે,
સાઝાંને માંદાંના વિચાર રે, રાનાદે ! જાજાં છોરૂડાં અળખામણાં !
જેરે છે વિંછી ધરમાં સૂંડલો,
ઢીણું છું સ્હાંજને સવાર રે, રાનાદે ! જાજાં છોરૂડાં અળખામણાં !
કૌઆ વીંટે છે જેવાં ધૂડને,
વીંટાયો છે એવો વસ્તાર રે, રાનાદે ! જાજાં છોરૂડાં અળખામણાં !
યોજયું અમે મળીને ઊભયે,
પૃથ્વિની ઉપર નરકાગાર રે, રાનાદે ! જાજાં છોરૂડાં અળખામણાં !
માગું છું માતા ખોળો પાથરી,
સંતતી નિયમનના ઉપચાર રે, રાનાદે ! જાજાં છોરૂડાં અળખામણાં !

પ્ર. "નવચેતન" મે '૩૮ } દેવકૃષ્ણ પીતાંબર જોષી.

# સાબુ સુકાળીઆં

મોટા મોટા તે શહેરમાં ભાળીઆં સાબુ સગાળીઆં !
ડીલે દુબળા ને વાડા વાળીઆં સાબુ સગાળીઆં !
એના ઉપરા ઉપર માળીઆં સાબુ સગાળીઆં !
બેસે રાખી મોઢાગળ ઢાળીઆં સાબુ સગાળીઆં !
ખાય થોડું ને હાય વરાળીઆં સાબુ સગાળીઆં !
બોલે જીણું ને ક્રોધના જાળીઆં સાબુ સગાળીઆં !
બોલે મીઠું ને પેટમાં પાળીઆં સાબુ સગાળીઆં !
કીધી વાતોને ઠીમર ઢાળીઆં સાબુ સગાળીઆં !
દગો આપીને કહાડે દીવાળીઆં સાબુ સગાળીઆં !
એણે ગામોના ગૌધન ગાળીઆં સાબુ સગાળીઆં !
ગાય ટાળીને શ્વાનને પાળીઆં સાબુ સગાળીઆં !
લાવ્યા સંચાને રોજગાર ટાળીઆં સાબુ સગાળીઆં !
જમે ભોજન દ્યે આપણુને દાળીઆં સાબુ સગાળીઆં !
લાવ્યા કાગળને કંચન વળાવીઆં સાબુ સગાળીઆં !
એના બાળુને બાર બાર ફાળીઆં સાબુ સગાળીઆં !
મારા [illegible]વાના ધોતલી જરવાળીઆં સાબુ સગાળીઆં !
એને ઓરડે હવાને ઉજાળીઆં સાબુ સગાળીઆં !
મારે ઘેર એની ગંદકીના ખાળીઆં સાબુ સગાળીઆં !
એની ચાકરી કરીને હાડ ગાળીઆં સાબુ સગાળીઆં !
થયાં ઘરડા કે ઘેરથી નીકાલીઆં સાબુ સગાળીઆં !
એને સ્વારથની સંગ હાથ તાલીઆં સાબુ સગાળીઆં !
ભણ્યા પોથાં થોથાંને જ્ઞાન બાળીઆં સાબુ સગાળીઆં !
એમાં માનવતાના લિલામ ભાળીઆં સાબુ સગાળીઆં !

પ્ર. "સમયધર્મ"
૧૦-૧-૩૭

દેવકૃષ્ણ પીતાંબર જોષી

# કરસન એક આંટો તો આવ્ય[1]

[રાગ રબારીનો]

ધરમી ત્હારા ભૂખે મરેને, શ્યેતાન[2] શીરો ખાય,
"ધરમની વ્હારે આવેશ હું" એવું કીધેલું ભૂલી જાય,
કરસન એક આંટો તો આવ્ય. ૧

ગાયો ત્હારી સોજીરીઆ[3] ખાય, ને મેંઢાનો ના મલે આરો,
ભરામણ વાણીઆ હુંધાએ વટલ્યા, ધરમને કીધો ખારો,
કરસન એક આંટો તો આવ્ય. ૨

વ્હુઉ દિકરીયુંની માઝા મલેના, મયઢમો થઇને મ્હાલે,
શરમ બરમનો છાંટો મલેના, નફ્ટ થઇને હાલે,
કરસન એક આંટો તો આવ્ય. ૩

ત્હારાજ હિંદુ લુચ્ચો કહે ત્હને, બીજાને હું કહેવું!
ત્હારા નામ પર લીલા કરે, પછી ધરમી થઇને ફરવું.
કરસન એક આંટો તો આવ્ય. ૪

હેતે ત્હને ખવાડેશ આશક્રીમ,[4] ને ઉપર ધોળી[5] બીડી,
પાન ખવાડેશ માંડવો,[6] જે બાયસ્કોપ જોશી ઘોડી,
કરસન એક આંટો તો આવ્ય. ૫

ત્હારા તે નામનાં ગીતડાં ને રાસડાં, નાટક સીનેમા ગાય,
હોટેલમાં રેડિયો રાયઢો પાડે, [7]ન્યાં [8]રસા પીવાનું મન થાય,
કરસન એક આંટો તો આવ્ય. ૬

રાસલીલાનો ભારે તું રસિયો, મ્હારાથી [૯]સાનું ન્હૈં,
મચઢમો હારે નાચવા લઇ જઇશ ત્હને, પ્હેરાવી [૧૦]કાલર ટાઇ,
કરસન એક આંટો તો આવ્વ. ૭

[૧૧]મંમ્હઇ કલકત્તા ને દીલ્લી કરાચી, ઇમાં દુવારકા નો ગણાય
વિલાતની વાતું હાંભળીને તો, મનમાં ગલગલીઆં થાય,
કરસન એક આંટો તો આવ્વ. ૮

રોટલા પાણીની ફકર રાખેશ મા, કમાવાનાં સાધન ખ્હોળાં,
તાવડી વાજાંમાં ત્હારી મોરલીના નાદે, માનવીનાં મો ધોળાં,
કરસન એક આંટો તો આવ્વ. ૯

લોકો બધા ત્હારી કરશે વાહ વાહ, ને [૧૨]સેગાલ ફેગાલ પડે ઝાંખા,
રેડીઓવાળા કરશે કાલાવાલા ત્હને, નાટકીઆ ન્હૈ નોખા,
કરસન એક આંટો તો આવ્વ. ૧૦

કરશનભાય તું માની જશે તો, મોઝું માણશું ઝાઝી,
દુનિયા [૧૩]હંધી નાચી ઉઠવાની; ત્હારી મોરલી એ રાજી,
કરસન એક આંટો તો આવ્વ. ૧૧

ત્હારા વૈકુંઠમેં એવું હું ડાટયું, તે [૧૪]સોડવાનું મન નો થાય,
દુનિયાનો એક આંટો ખાવામાં, ત્હારા બાપનું હું જાય,
કરસન એક આંટો તો આવ્વ. ૧૨

મોહનસિંહ હમિરસિંહ. પરમાર.

---

૧ આવ. ૨ શેતાન. ૩ સોલજર. ૪ આઈસક્રીમ. ૫ સીગારેટ. ૬ માંડવો પાન. ૭ ત્યાં. ૮ ન્હા. ૯ છાનું ૧૦ કૉલર. ૧૧ મુમ્બઇ. ૧૨ સાયગલ. ૧૩ બધી ૧૪ છોડવાનું.

# શહેર કેવું ?

પુંજા પટેલનો દીકરો ગ્યો'તો શહેર જોવાને કાજ,
જોઈને આવ્યો ઘેર એ જ્યારે પૂછી પટેલે વાત;
કહે ભાઈ ! શે'ર છે કેવું ?
શું છે તહીં જોવા જેવું ?

શું કહું બાપુ શહેરની વાતુ ! છાપરાં મોટાં બહુ,
લોક દેખંતા લાગે રૂપાળા; કાળજે કાળા સહુ;
ગરીબને લૂંટવા વાળા,
દીઠા ઠામ ઠામ લુંટારા.

પહેલો લુંટારો પેસતાં દીઠો શેર'માં મોટરકાર,
દશ ગાઉ જાય એક સપાટે ભાંગી તેના પાય;
મોં માગ્યા દામ પડાવે,
વિજયનાં વાજાં વગાડે.

આગળ જાતાં બીજો લૂંટારો હોટલ હિંદુ વિલાસ,
આકર્ષે એનાં થાળીઓ વાજાં, તન ધનનો કરે નાશ;
પીવરાવે ચાહ કરીને,
મીઠાશમાં વિષ ભરીને.

વિલાયતી કાપડાંની દીઠી આગળ ઝાઝી દુકાનો,
ખાદીનો ગ્રામ ઉદ્યોગ ડુબાવી વિદેશે વેડફી નાણાં;
લૂંટે વણકરની રોજી,
લુંટારોની દાનત ખોટી.

"મફત વિમા કંપની" વાંચ્યું પાટિયું એક મકાન,
પાંચ હજારનો વિમો ભરાવી મુદતે મેળવો દામ;
કહી પ્રીમિયમ પડાવે,
દેવાળવું પુઠળ કાઢે.

સરકારી પરવાના વાળું જોયું દારૂ—પીઠું,
ભોળાં બિચારાં આમજનોનું ધન હરાતું દીઠું;
મળે માંડ રોટલી જેને,
લૂંટે દઈ લાલચ તેને.

ન્યાય કચેરીએ ન્યાય મેળવવા ગામડીઆ જાય ભોળા,
સાચનું જુઠ, જુઠનું સાચું કરી લૂંટે ઉભયનાં નાણાં;
વકીલોનો રાફડો ફાટયો,
લૂંટાય જ્યાં ગામડા વાળો.

દર્દી બિચારો ડોકટર પાસે દર્દ મીટાવા જાયે,
ડૉકટર સાહેબ શાણા બનીને પહેલેથી પાંચ મુકાવે;
પછી પીચકારી ચઢાવે,
લૂંટે સહુ જેમ લૂંટાયે.

એવા લુંટારા કૈંક મેં દીઠા કહેતાં ન આવે પાર,
નાટક ચેટક શાહ લુંટારા ને કાર્નીવલોમાં જુગાર;
લાગ્યું મને શહેર લૂંટારૂં,
ભલુ ભુંડું ગામડું સારૂં.

ગંગાશંકર લલ્લુરામ પંડયા.

# દાઢીનાં દુઃખ.

[ભાવે તાંદળજાની ભાજી ભગવાનને ભાવે...]

દાઢી તણાં દુ;ખ ભારી ભગવાનીઆ ! દાઢી તણાં દુઃખ ભારી,
ઉગવી ના હોત તો સારી ભગવાનીઆ ! દાઢી તણાં દુઃખ ભારી.

રાજા મહારાજાને રોજે રંજાડતી ને અમલદારોને [૧]બે-ચારી,
એથી ઉતરતા છો દા'ડે છોલાવતા, બીજાની આઠ દા'ડે પારી.
ભગવાનીઆ—

આની અઠવાડિયે બે આની પખવાડિયે, મહિને તે પાવલી સારી,
વર્ષે ખાતી ત્રણ રૂપીઆ ગરીબના-શ્રીમંતોની વાત ન્યારી.
ભગવાનીઆ—

બ્હેલા મુડાવીએ ને કરચા કઢાવીએ તેમ તેમ જોર કરે ભારી,
એવું સમજીને કદી પારી ચુકવીએ તો કરડે જૂએ તો જાણે સારી.
ભગવાનીઆ—

મોંઘેરા ટાઈમ અને પૈસા ગુમાવતાંય સાબુ પાવડરીની ખુવારી,
રાખે કદાચ કોઇ થાકી એ રોગથી, દુનિયા કે'શે વધ્યો ભિખારી,
ભગવાનીઆ—

આટલું છતાંય [૨]રોમ શત્રુ રીસાઇને હાથનો જો વેગ દે વધારી,
ચામડી બિચારી રુએ છાની ચચરાટથી, લોહી લુહાણની બિમારી.
ભગવાનીઆ—

સમજેલા શે'રીયો ને શોખીન યુવાનો દાઢીનાં નાણાંથી હારી,
રાખ્યાં રેઝર કોઇએ દેશી-વિલાયતી, હાથે બનાવે ઝખ મારી.
ભગવાનીઆ—

---

૧. બે ચાર દિવસે. ૨. હજામ

અક્કલ વિનાની કરી નકલ જુવાનીયોએ લફરાં દીધાં બહુ વધારી,
દાઢીનો કેસ હજી જીત્યા નથી ને વળી મૂછો સામે બાથ મારી.
ભગવાનીઆ—

છોલી છોલાવી બધા ચકચકાટ રાખે, પણ મનમાં પૂછો તો ગયા હારી,
દુનિયાનું તંત્ર ફરી યોજે ભગવાનીઆ ! તો દેજે દાઢીને દેશ પારી.
ભગવાનીઆ—

**ગંગાશંકર લલ્લુરામ પંડયા.**



# મોદકેશ્વરને

મોદક મનોહર મૂર્તિ તુજ જોવા નયન તલસ્યા કરે
ત્હારૂં સ્મરણ, ત્હારૂં મનન, ત્હારૂં કવન મનડું કરે
તુજ દર્શને મુજ ચક્ષુઓ પરિતૃપ્ત ને ઉત્સુક રહે
તુજ નામ શ્રવણે મુખમહીં પાણી તણાં ઝરણાં વહે.

તત્પર રહે મુજ બાહુ દ્વય તુજ સુખદ સેવા કારણે
ને ચરણ મ્હારા દોડતા તુજ સ્વાદના આરાધને
પાવન ગણું મુજ પેટ પિંજરને સદા આહારથી
જીવન ગણું મુજ ધન્ય તુજ સ્વાદુ મીઠા સહવાસથી

સર્વસ્વ જીવન માહરું તુજ ચરણમાં અર્પી રહું,
તુજ મિલન વિણ સંસારમાં અટુલો ઝુરીને હું મરું
વેદાધ્યયનથી જડ બનેલાને રસિક બનાવ જે
તુજ મિલન મન સંતોષશે ને અહર્નિંશ આરાધશે.

**ઉમેદરાય. એમ. ભટ.**

# સટોડીયા ભાઈ કાબાને

[કટાક્ષ કાવ્ય]

ભાઇ કાબા! સહન કરવું એ'ય છે એક લ્હાણું
જીત્યા તેનું સ્મરણ કરવું ઇષ્ટનું એ'ય લ્હાણું
"જાગ્યા ત્યાંથી ફજર ગણવું" યાદ રાખી ઉખાણું
હારી જાતાં હિંમત ધરીને કાઢવું'યે દીવાળું.

છે હાર્યામાં વધુ વિમલતા ભાઇ! કંઇ જીતવાથી
છે મંદીમાં વધુ સુભગતા ભાઇ! તેજી થકી તો
તેજી મંદી સુખદુઃખ બધા જોડલાં વિશ્વ જૂના
શાને એમાં તકદીર તણો ભાઇ! ધોખો કરે ત્યાં.

"ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણવું" માત્ર એ ધ્યેય રાખી
દીધે જાને તુજ રમતમાં ભાઇ કાબા! ફરીથી
"કર્મણ્યે વાધિકારસ્તે" ના પરિણામ વિષે
એ ગીતાનું વચન ગૂંથજે તુજ વ્યાપાર સાથે.

હારી જાયે કદી તું ફરીથી તો'ય તેથી થયું શું!
ખેલન્તાં આ જન જગતમાં કાળ સાથે જુગારે–
હારી જાયે જીવન સઘળું ના કદી કોઇ શોચે
ત્યાં થોડાસા તુજ ધન તણી ભાઈ! વીસાત શી છે?

સટ્ટામાં તું કદી જીતી જશે, લોક શાબાશી દેશે
હાર્યે જે સૈ મુરખ ગણતા બુદ્ધિશાળી કહેશે
વિદ્વાનોમાં ગણતરી થશે પાંચમાં તું પૂછાશે
ભૂલેલા સૈ સ્વજન તુજને, આવી પાછા ભરાશે:

ના કોદી, તું લગીર ડરતો લોક નિંદા થકી રે
લોકો તો જો ધન ઢગલીથી માનવીને મુલાવે;
મિથ્યા એવો ડર દૂર કરી જ્ઞાનીની દૃષ્ટિ રાખી,
લેજે તારી મતિ મુજબ તું તેજી મંદી લગાડી.

"વિનાયક"

(સ્વ. કવિશ્રી કલાપિની સર્વોત્તમ કવિતા "વિધવા બહેન બાબાને" ઉપરથી આ પ્રાતકાવ્ય સ્ફૂર્યું છે. સ્વ. કલાપિની મારી સાથે નીચે આપું છું–લેખક)



## શેઠ સંભાળજો રે !

તારી નાડ અમારે હાથ શેઠ સંભાળજો રે
મુજને પોતાનો જાણીને ગલ્લા ઉપર બેસાડજો રે
તેજી મંદી નથી સમજાતી બજાર ઉંચી નીચી જાતી
છાતી થડથડ થાતી, શેઠ નિહાળજો રે.
ઉસ્તાદ તમે સટ્ટામાં સાચા અમે હજી સૌ છોકરાં કાચા
વાયદાના દિન ટાંચા; આપત ટાળજો રે,
શેઠ શું બેઠા હજી વિચારો, વાત હજી છે હાથ કાં હારો ?
લાગ જોઈ ઘા મારો, ફેરવી વાળજો રે
આવ્યા અવસરને જો ખોશો પછી માથે ઓઢીરે રોશો ?
દોષ મને ના દેશો, શેઠ સંભાળજો રે.

"વિનાયક"

# મછનું પાણી

મેં તો દીકરો પરણાવ્યો હોંશે;
આનંદ અતિશે મ્હાણી,
મેં રાખ્યું છે મૂછનું પાણી—૧
વહુઓનાં શ્રીમંત મેં કીધાં;
પાસ રાખી ન કોડીય કાણી,
મેં રાખ્યું છે મૂછનું પાણી—૨
વરોઠીની મેં ન્યાતો જમાડી;
સાદ બેસી ગયો રાગડા તાણી,
મેં રાખ્યું છે મૂછનું પાણી—૩
દીકરીનાં વળાવ્યા મેં આણા;
જીંદગીની ખર્ચીને કમાણી.
મેં રાખ્યું છે મૂછનું પાણી—૪
ઘર બાળીને તિરથ કીધાં;
વાત લોકોએ જુગતે વખાણી,
મેં રાખ્યું છે મૂછનું પાણી—૫
વળી કારજમાં રૂપીયા ખુબ ખર્ચ્યા;
કરી આબરૂની હોંશથી લ્હાણી,
મેં રાખ્યું છે મૂછનું પાણી—૬
જગ આબરૂની ફુલમાળ પ્હેરી;
બહુ ફેરવી આ સંસારી ઘાણી,
મેં રાખ્યું છે મૂછનું પાણી—૭

ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

# જમાનાના ચાળા

માથાનાં મવાળા તેલ અત્તરને ફુલેલ નાંખી ઓળે
બાયડી જેવા સેંથા પાડીને રખડે પોળે પોળે
જગતમાં જુવો જમાનાના ચાળા (૧)

આંખ દીવા જેવી હોય છતાં એ ચશ્મા ચડાવે મોટા
પફને પાઉડર છાંટીને મોઢે પડાવે ભભકામાં ફોટા
જગતમાં જુવો જમાનાના ચાળા (૨)

ભાયડાને બાયડી હાલતા હારે હાથના આંકડા ઝાલી
ભભકા જુવો તો સા'બ—નાં જેવા ખિસ્સા જુવો તો ખાલી
જગતમાં જુવો જમાનાના ચાળા (૩)

પાટલન ઉપર કોટ ચડાવે પાછળ દેખાય ભૂંડા
માથે વલાયતી ટોપી ઓઢે જાણે ઉજળા મલકનાં ગુંડા
જગતમાં જુવો જમાનાના ચાળા (૪)

નાટક ચેટકનાં જુવે તમાશાને સીને મીને ઘર ઘાલ્યા
ભુંગળા વાજા ઘર ઘર ભુંકે ફુલણજી થઇને ફાલ્યા
જગતમાં જુવો જમાનાના ચાળા (૫)

ઘરે ખાવાનાં લુખા સુકા પણ હોટલમાં હડીયું કાઢે
દારૂને પીઠે દીવાના થાવા ખિસ્સા કંઇકિનાં વાઢે
જગતમાં જુવો જમાનાના ચાળા (૬)

ભાઈએ ભાઈમાં કજીઆ કંકાહને કોરટે રૂપીઆ આપે
જાદવ જેવા ઝઘડા માંડયા એક બીજાનું કાપે
જગતમાં જુઓ જમાનાના સાળા (૭)

સતાવાદી તો લૂંટવા લાગ્યા મોજ મજાહમાં માલે
માણાહનું થાવું હોય ઈ થાહે દીવાના દારૂના પ્યાલે
જગતમાં જુવો જમાનાના સાળા (૮)

ઢોંગ ધતીંગને પરપંચ પાથરી મહંત મલીદા ઉડાવે
કાયા લૂંટેને માયા લૂંટેને વળી લૂંટી લૂંટીને ફસાવે
જગતમાં જુવો જમાનાના સાળા (૯)

શેઠીયા શોખીન પૈસામાં ઘેલા દુ:ખ ગરીબનાં ન જાણે
દેશ સેવાના દંભ કરે વળી વીંટતા તાણે વાણે
જગતમાં જુવો જમાનાના સાળા (૧૦)

છાપાનાં તંત્રી કલમને કટકે છાપા મલકનાં છાપે
દેશ સેવાનાં અંચળા ઓઢી સવળું-ને અવળું કાપે
જગતમાં જુવો જમાનાના સાળા (૧૧)

ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

# અનુક્રમણિકા

# દીવાદાંડી

આઠ પહોર એ ચોકી કરતી
અંધારે અજવાળાં ભરતી
મશાલ નાવિકોને ધરતી
વાદળ સાથે વાતો કરતી
અંધારે દેતી દાંડી
ઝબૂક ઝબૂકે દીવાદાંડી.

રાત પડે દીવા ઝગમગતા
તારા સાથે વાતો કરતા
આંખોમાં અજવાળાં ભરતા
પ્રકાશના રેલા રેલવતા
દૃષ્ટિ આકાશે માંડી
ઝબૂક ઝબૂકે દીવાદાંડી.

ધરતી પરથી દૂર દેખતી
સાગરનો મારગ નીરખતી
દૂર દૂરનાં મોજાં ગણતી
ભૂલ્યાને મારગ સૂચવતી
આંખો આકાશે માંડી
ઝબૂક ઝબૂકે દીવાદાંડી.

સમદર વીંધી વહાણો આવે
દૂર દૂરની સ્ટીમર આવે
માલ અને મુસાફર લાવે
એ સહુને એ પંથ બતાવે
પ્રકાશની મૂર્તિ માંડી
ઝબૂક ઝબૂકે દીવાદાંડી.

રામભાઇ વી. ત્રિવેદી

# મેના

મેં એક મેના પાળી છે
તેની બોલી રસવાળી છે
તે મીઠું મીઠું ગાય છે
ને મારૂં મન હરખાય છે

છે રૂપાળી તેથી પાળી
રમાડું છું હું પંપાળી.

હોંસે હોંસે નવરાવું છું
ને ફળ મીઠાં ખવરાવું છું.

ખાતી જાય ગાતી જાય
મીઠાં ગીત ઉપજે પ્રીત.

એ મારાં ચીતડાંને હરતી
ને અંતરમાં આનંદ ભરતી.
મેં એક મેના પાળી છે
તેની બોલી રસવાળી છે.

રતિલાલ ગૌરીશંકર ઓઝા.

# જુઓ મોર બોલે છે

[ઝીણા મોર બોલે છે લીલી નાઘેરમાં–એ રાગ]

જુઓ મોર બોલે છે, મારે મંદિરીએ
મારે મંદિરીએ, દાદાની ડેલીએ–જુઓ૦ ૧

મારે મંદિરીએ, મંદિરની વાડીએ,
મંદિરની વાડીએ, વાડીનાં ઝાડવે,
વાડીનાં ઝાડની, ઉંચેરી ડાળીએ–જુઓ૦ ૨

મારે મંદિરીએ, વર્ષાની હેલીએ,
વર્ષાની હેલીએ, ઢેલોની ટોળીએ,
ઢેલોની ટોળીએ, વિજળી નિહાળીને–જુઓ૦ ૩

મારે મંદિરીએ, મંદિરની મેડીએ,
મંદિરની મેડીએ, મેડી કિનારીએ,
મેડી કિનારીએ, કનક કટોરીએ–જુઓ૦ ૪

મારે મંદિરીએ, મંદિરની શેરીએ,
મંદિરની શેરીએ, શેરીના ચોકમાં,
શેરીના ચોકમાં, બેસીને ગોખમાં–જુઓ૦ ૫

હર્ષદરાય જમીએતરામ પંડયા.

# મને કોઇ કહેજો.

મને કોઈ કહેજો તારલિયાની વાત
મુખડાં શાને મલકાવે ?

મને કોઇ કહેજો કોકિલાની વાત
ગીતડાં શાને લલકારે ?

મને કોઈ કહેજો ફૂલડાં કેરી વાત
દિલડાં શાને વિકસાવે ?

મને કોઈ કહેજો બાલુડાંની વાત
મનડાં શાને લોભાવે ?

રામભાઇ વી. ત્રિવેદી.

# વિમાની

જો, બા ! બનું કદી હું વિમાની,
તો ઊંચેરા આભે ઊડું
મજા પડે ત્યાં ભમવાની—જો, બા !૦

ઘરરર ગાજતું વિમાન કેવું,
ઝટપટ ઊંચે ચડતું;
ઉડ્યું જાતું પવન વીંધીને,
આકાશે જઈ ફરતું;
ત્યાંથી જોતાં પૃથ્વી નાની—જો, બા !૦

નિર્ભય બનીને પહોંચું આભે,
ખેલું ચાંદા સંગે;
મિત્ર બનાવું તારલીઆને
સાથે રહી ઉમંગે;
ખંત મ્હને બહુ ઊડવાની—જો, બા !૦

વિમાન કોઇદિન જોઉં ઊડતું,
મન હરખાતું મારૂં;
નીચે રહેવું ગમે જરીના
ઊડવું લાગે પ્યારૂં;
આશા, દેવભૂમિમાં રમવાની—જો, બા !૦

વ્રજલાલ ગૌરીશંકર પંડ્યા

# નોળ અને શેળો

[દોહરા]

એક દિવસ રડતો હતો, શેળો મૂકી પોક,
નીકળ્યો ત્યાં થઇ નોળીઓ, પૂછે કરો કાં શોક? ૧

શેળો કહે છે નોળને, શું કહું તુજને વીર,
કાંટા દઇ મારૂં કર્યું, કેવું કુડું શરીર. ૨

કેહેવું કહે શું ઈશને, ન્યાયી નથી લવલેશ,
રૂપ કે રંગ દીધો નહિ, એથી અંતર કલેશ. ૩

શેળાના વચનો સુણી, નોળ વદે મુખ એમ,
કાંટા અંગ ઉપર હશે, ત્યાં સુધી છો ક્ષેમ. ૪

કાંટા જાતાં પામશો, જાણો દુઃખ અપાર,
માટે માનો ઉરમાં, પ્રભુતણો ઉપકાર. ૫

નોળતણાં વચનો સુણી, શેળે પૂછ્યું એમ?
નોળ કહે છે સત્ય છે, શીદને રાખો વહેમ. ૬

પ્રેમ ધરી પ્રભુએ દીધું, જગમાં જેને જેહ,
સંતોષ પામે તે થકી, તો સુખ પામે તેહ. ૭

સુણી શેળો બોલીઓ, હવે રડું નહિ ભ્રાત,
સુખ સંતોષ સમું નથી, શીખ પામ્યો સાક્ષાત. ૮

રતિલાલ ગૌરિશંકર ઓઝા

# જોડકણાં

(૧)

## મધુને માથે વેણી બંધાવી દો.

સુરતી ઘારી, ભરૂચી ગુંદરપાક,
મીઠું કતારગામની પાપડીનું શાક,
ભાવનગરી ગાંઠિયા, વડોદરી ચેવડો,
મધુ લાવે ફૂલ અને કેવડો,
માહિમી હલવો, ખંભાતી સૂતરફેણી;
મધુ બેસીને માથે બાંધે વેણી.

(૨)

## રામલાલને વિચારમાં નાખી દો.

જયપુરની વેધશાળા,
છે આકાશે જોવાની કળા,
કતુબમિનાર દિલ્હીનો,
હાવરાપુલ કલકત્તાનો,
વળી આગ્રાનો તાજમહાલ,
જોવા જવા વિચારે રામલાલ.

હર્ષદ પટેલ

# કવિની ઝૂંપડી

નાની નમાલી તારી રે, દૂર દૂર એ આવી રે,
ગાનોથી ભરેલી રે, શુનકારે સસડતી રે.
કવિજી! તારી ઝૂંપડી ૧

બેસી રહે ત્યાં એકલો, નદી તીરે એકાન્ત,
શુનકાર જ્યાં હતું બધે, ત્યાં દેતો જીવનદાન.
તારી તારી તારી રે
કવિજી! તારી ઝૂંપડી ૨

લક્ષ્મીનો જ્યાં વાસો રે, નહિ મલિનતાનો પાસો રે,
કલ્પનાના યજ્ઞો વાળી, ચોખ્ખી એ ચાંદરણા જેવી.
અજવાળી અજવાળી
કવિજી! તારી ઝૂંપડી ૩

પવન રમે ને સવિતા રમતો, પાસે રમતાં વાત્રક નીર,
છાંયો છેડો હતો નહીંને, મહીં રમતી જોડલી વીર.
સૌને ગમતી તારી રે
કવિજી! તારી ઝૂંપડી ૪

શું કહું તુજને હું જ કવિજી, ત્યાં રમતું ગીત સદાએ,
ગુંજારવ તેનો સૂણીને, રસમાળી મૂર્તિ ઘડતો.
મૂર્તિને સૌ નમતું રે
કવિજી! તારી ઝૂંપડી ૫

**શાંતિલાલ દામોદરદાસ મહાજન**

# દિવાળી

આંગણીએ રંગોળી લાવી
હૈયાંમાં રસ રંગ જમાવી
અંતરમાં અભિલાષા લાવી
દિવાળી આવી. ૧

ઝગઝગતા દીપો પ્રકટાવી
કોડભર્યાં એ સ્મિત ફરકાવી
માનવ મનનાં દુઃખ હરનારી
દિવાળી આવી. ૨

રસબસ સૌને હૈયે લાવી
રસબસતાં એ હૈયાં કરતી
નવરંગી આભુષણ ધરતી
દિવાળી આવી. ૩

શાંતિલાલ દામોદરદાસ મહાજન

# સવાર પડી, ને—

સવાર પડી, ને બચુ ઉઠ્યો;
સવાર પડી, ને બચી ઉઠી;

બચુ મોટો હતો;
બચી નાની હતી;
બચુ કાળો હતો;
બચી ગોરી હતી.

રાતનાં અંધારાં ગયાં,
તારાનાં તેજ ગયાં,
ચંદ્રની ચાંદની ગઈ.
સવાર પડી.

તાજો શુદ્ધ પવન ફર ફર્યો.
દિવસનો રાજા દિનકર દિસ્યો.
ને વહેલા પ્રભાતકાળે

બાળમિત્ર બાળસૂર્યનાં
પ્રેરક કિરણો ફેલાયાં,
ઝાડે ઝાડે પક્ષીઓ ઉડયાં,
દુકાને દુકાને તાળાં ખુલ્યાં
અને ઠેકાણે ઠેકાણે
ઉત્સાહના નવીનતાના ફુવારા ઉડયા.

બચુ ઉઠ્યો, ને આંખો ચોળી;
બચી ઉઠી, ને આંખો ચોળી.

બેય દોડયાં દાતણ લેવા,
બચુએ લીધું,
બચીએ લીધું,
ને પછી ધોઇને નાખ્યાં મોમાં.

ચાવી ચાવીને કૂચો કર્યો;
ઝીણો ઝીણો કૂચો કર્યો.

એક વાર આમ ઘસ્યું,
બીજી વાર તેમ ઘસ્યું,
ઉંચે ઘસ્યું, નીચે ઘસ્યું,
બહાર ઘસ્યું, અંદર ઘસ્યું,
આ......ને મઝાના રૂપાળા
મોતી જેવા દાંત ચમક્યા.

દાતણની બે ચીરો કરી.
બચુએ ઉલ ઉતારી;
બચીએ ઉલ ઉતારી.

કચરાનો એક ડબ્બો હતો,
બચુએ તેમાં ચીર નાખી,
બચીએ તેમાં ચીર નાખી,
પાણી લઈને કોગળા કર્યા,
લોટા ભરી કોગળા કર્યા,
આંગળી ઘસી કોગળા કર્યા,
ખૂબખૂબ કોગળા કર્યા.

દોડતા દોડતા ઘરમાં ગયા,
"ભૂખ લાગી છે, ભૂખ લાગી છે."

સવાર પડી, ને બચુ ઉઠ્યો.
સવાર પડી, ને બચી ઉઠી.

કેશવભાઇ શાહ

# સૂરજનો સંત્રી

કૂકરે કૂક બોલે છે કૂકડો.
મારા તે ગામને છેવાડે કૂળીએ,
નાની ને જૂની છાજ છાપરીએ,
કંકુ ડોસીનો પાળેલો કૂકડો.
કૂકરે કૂ....ક બોલે છે કૂકડો.

પાસે ઘડીઆળના, કોઇ કહે ના,
ત્હોયે જાણીને, વ્હાણાની વેળા,
લાંબે તે લ્હેંકે બોલે છે કૂકડો
કૂકરે કૂ...ક બોલે છે કૂકડો.

આકાશી આંગણાં ઉષા સોહાવે,
રંગ રંગ સાથીઆ પૂરી એ જાવે,
સાદ સૂરજને પાડે ત્યાં કૂકડો.
કૂકરે કૂ...ક બોલે છે કૂકડો.

લોકડીયાં જાગે, વલાંણાં વાગે,
તેજી ફુવારો ઉડે છે આભે,
સૂરજનો સંત્રી બોલે છે કૂકડો.
કૂકરે કૂ...ક બોલે છે કૂકડો.

ગંગાશંકર લલ્લુરામ પંડ્યા

# કશું કશું

મા મને કશું કશું દે, દે, દે,
નહિ તો ચલાવું છું ભેં, ભેં, ભેં,
ઉભો રે' ઓસલા રોજ એમ પજવે.
બરફી ખાધી–ગઇ કયાં ? કે, કે,—મા મને૦

બરફી તો કયારની થૈ ગૈ ઠેકાણે
ભૂખ છે હજી બીજું દે, દે, દે.—મા મને૦

ઓ'રો રે આવ જરા હલવો ચખાડું.
ધીબ, ધીબ, ધીબ, ધીબ લે....લે....લે—મા મને૦

ધીબકા પડયા પછી માંડયો છે ભેંકડો,
લાંબા તે રાગથી એં એં એં—મા મને૦

* * *

જીત્યો બચુડોને હારી ગઇ માવડી,
પેંડા મલ્યાને ખૂશ છે છે છે—મા મને૦

ગંગાશંકર લલ્લુરામ પંડયા

# મીજબાની

એક દિવસ બળતા બપોરે,
બેઠાં સર્વે જામી.
વાતવાતમાં આગળ જાતાં,
માંડી ત્યાં મીજબાની—૧

જો જો મીજબાનીના નામે,
મોંમાં પાણી ન આવે.
નજરાશે મિષ્ટાન્ન અમારૂં,
વાન ન કે'શું ત્યાંહે—૩

વાત હતી ભાઇ એમ બની કે,
મળીયાં સરખાં ભેળાં,
બાકી ન્હોતાં કરવાનાં કંઇ,
કો'ને જમવા તેડાં—૩

ન્હોતી રાંધણુની માથાકૂટ,
મસ્તિની મિજબાની
એકે તેના ગણેશ માંડયા,
ત્યાંહે પડતું ખાઈ—૪

બીજાએ ત્યાં નાક ચઢાવી,
જોર કરી છીંક ખાધી;
ત્રીજાએ અંત્રાસણુ ખાધું.
ચોથે વાઢણી ખાધી—૫

ત્યાં પહેલાએ ખાધું બગાસું,
બીજાએ ઓડકારો;
ત્રીજાએ અંત્રાસણ ખાધું
ચોથે ખાધો વા'રો—૬

બાકી એક રહ્યો હું તેથી,
સૌ' ખાતાં જે વાધ્યું;
સૌને જોતાં ખૂશ થયો તે,
ગોટીમડું મેં ખાધું—૭

એમ સહુ પરવાર્યા ખાઇ,
પડયા પેટમાં ખાડા,
મીજબાનીનું કામ પત્યું ને
હા, હા કરતા હાલ્યા.—૮

હર્ષદરાય જમીએતરામ પંડયા.

# શાને રોકો ?

મારે ઉડવું છે આભલાને આરે,
સાગરને કિનારે,
બાપુ તમે શાને રોકો ? ૧

મારે જાવું સરિતાની પાળે,
આંબલીયાની ડાળે,
બાપુ તમે શાને રોકો ? ૨

મારે વડલે હીંચકા ખાવા,
ને શૌર્યગીત ગાવાં,
બાપુ તમે શાને રોકો ? ૩

ખેલ ખેલવાના છે હજારો,
ને દઇ દઈ ડારો,
બાપુ તમે શાને રોકો ? ૪

નથી ગોખવાનો જાવ આંક,
મારો કાં લાવો વાંક !
બાપુ દૂર રાખો ધોકો ! ૫

મારે જોવાં હરણીયાનાં ટોળાં,
ને તમે કાઢો ડોળા,
બાપુ તમે શાને રોકો ? ૬

મારે ફેંકવાં છે તીરનાં નીશાનો,
આનંદનો ખજાનો,
બાપુ તમે શાને લૂંટો ! ૭

ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

# કૌમુદી



હરિલાલ પી. ત્રિવેદી

ગુર્જર સાહિત્યભંડાર · લાઠી

# કૌમુદી

## [રાસગીતોનો વિભાગ]

## અનુક્રમણિકા



"In this golden age of *Ras* (રાસ) *Garaba* (ગરબા) is developing into the most beautiful Symphony of Art, Voice and Measure (પદાવલિ) To me Music is Melody. The best medium of Melody is the human voice.

"In days of old everthing went humdrum. A true music of the Ras (રાસ) ought to include and embody the polyphany of Bach, the liveliness of Beethovan, the dreaminess of Chopin and the delicacy of Debussy.

( **-Anon** )

# વંદન તને હો માત ભારતી.

નેહ ભર્યાં નયને નિહાળતી હો,
　　　　　　વંદન તને માત ભારતી!
હેત ભર્યાં અમૃતે અભિષેકતી હો,
　　　　　　વંદન તને માત ભારતી!

ૐ

ભિષ્મ બુદ્ધ દધિચિના ત્યાગે તું ઉજળી,
ભાર્ગવ અર્જુન કર્ણ શૌર્યના રત્ને જડી;
　આત્મ ભોગે ઉજ્વલ મુખ ધારતી હો—વંદન.

卐

દંપતી આદર્ષ રઘુવીર રામસીતા,
યોગેશ્વર કૃષ્ણ સમા ગાઇ જેણે ગીતા;
　ગાંધી દયાનંદ ને તું ધારતી હો—વંદન.

卐

શોર્ય ગીત ગુંજતી પ્રતાપી પ્રતાપનાં,
સ્વાતંત્ર્યે ઝુઝતા સિંહ શિવરાજનાં;
　કિર્તિની ગાથા ઉચ્ચારતી હો—વંદન.

卐

વિશ્વના વિરાટ દેહ તણી મુકુટ-મંજરી,
અર્પું સ્વીકારજે આ સ્નેહ ભરી અંજલી;
　સરિતા મુજ સ્નેહની વહાવતી હો—વંદન.

—ભાઇલાલ રા. જોષી

# રાસ નિમંત્રણ

ખીલી ખીલી રસાળી આ રાસફૂલવાડી, સખી!
રાસફૂલવાડી, સખી!
આવો, હો! રાસફૂલ વીણીએ; (૨)

લીલી નીલી રૂપાળી આ રાસફૂલવાડી, સખી!
રાસફૂલવાડી, સખી!
આવો, હો! રાસફૂલ વીણીએ; (૨)

ખીલે ફોરે જે સદા, આપે જીવન લ્હાણુ;
અર્પી અંતરનાં અમી રાખું એના પ્રાણ,
ભીની ભીની એ વાદળી શાં હેતડાં વરસાવી સખી!
હેતડાં વરસાવી સખી!
આવો, હો! રાસક્યારી સીંચીએ; (૨)

વિકસીને નવરંગમાં, આનંદે અમ ઊર,
પ્રસરાવે દશદિશામાં, પરિમલ દૂર સુદૂર,
વીણી વીણી અનેરાં એ રાસ ફૂલડાંની, સખી!
રાસ ફૂલડાંની સખી!
આવો, હો! રાસ–માળ ગૂંથીએ; (૨)

માળા એ સોહામણી ઉર પ્રેરે ઉલ્લાસ,
રસભીના રસરાજને આરોપું એ ખાસ;
શીળી શીળી આ ચાંદનીમાં ગાઈને ગવરાવી, સખી!
ગાઈને ગવરાવી, સખી!
આવો, હો! રાસ–પ્રભુ પૂજીએ. (૨)

રઘુનાથ ગંગારામ કદમ.

# ફૂદડી

હાથ બે ધરીશું, બહેન !
ફૂદડી ફરીશું, બહેન !
ફૂદડીના કોડ છે અધૂરા;

ઝાડ પાન ફુલવેલ ફૂદડી ફરે છે,
પંખીડાં ફરી ફરીને સૂર સૌ પૂરે છે,
ઊર્મિ ઉભરાય; બહેન !
હૈયું હરખાય, બહેન !
ફૂદડીના ભાવ છે મધુરા !

ચાંદલો એ ઉંચા ઉંચા આભલે ફરે છે,
ફરી ફરીને તારલાઓ આંગણે ખરે છે,
આભ એક થાય, બહેન !
જગના જણાય, બહેન !
ફૂદડીના લ્હાવ છે અનેરા !

ફૂદડી ફરૂં ને ડાબી આંખડી સ્ફુરે છે,
પુણ્યના પ્રાસાદ મારી નજરે તરે છે,
ભવને ભૂલીશું, બહેન !
સ્વર્ગે ઝૂલીશું, બહેન !
નાથ હવે ના થશો નમેરા !

રઘુનાથ ગંગારામ કદમ.

# રાસ

આવ્યાં, આવ્યાં, કૈં સોણુલે સતાવ્યાં,

રીબાયાં, વ્રજરાજ સાથ જાવા સખી !

સુહાવા સખી !

મૂક્યાં, મૂક્યાં, ધન,ધામ સ્નેહી આધાં

દિલ આપ્યાં, વ્રજરાજ સાથ જાવા સખી !

સુહાવા સખી !

વાગી બંસી, ને ભાન અમે ભૂલ્યાં સખી !

છોડી નિદ્રા, ને ધામને વછોડયાં સખી !

ચિત ચોર્યાં, શાં જાદુ ને લગાડયાં,

જગાડયાં, વ્રજરાજ સાથ જાવા સખી !

સુહાવા સખી !

જુવે તારકને ચંદ્રી ત્યાં પ્રકાશે સખી !

કાળી કાલિંદીકંઠને દિપાવે સખી !

ક્યાં ચાલ્યા, અંદેશ ઉર ધાલ્યા,

રીસાયાં, વ્રજરાજ સાથ જાવા સખી !

સુહાવા સખી !

વેર્યાં શુદ્ધ વારિબિન્દુડાં આકાશે સખી !

ગૂંથી મોતીમાળ પાંદડે પ્રકાશે સખી !

તપ્યા દિનકરના તાપ, શાપ લાગ્યા,

ને જાગ્યાં, વ્રજરાજ રાસ વાગ્યા સખી !

વિરામ્યા સખી !

૧૯૩૨ }
ડભોઈ }

**સ્વ. પ્રિયવદન બક્ષી.**

[સ્વ. ભાઈ પ્રિયવદન બક્ષીએ 'સ્વાશ્રયી પ્રકાશન યોજના'ને સહકાર આપવા માટે બની શકે તેટલું કર્યું હતું પરંતુ તેમના અકાળ અવસાને અમોએ સુંદર મિત્ર અને ગુજરાતે એક સિદ્ધ હસ્ત યુવાન કવિ ગુમાવ્યો છે. તેમના જીવતા મળેલા આ રાસ નીચે તેમના નામ પહેલા સ્વ. શબ્દ લખતા અમોને ખૂબજ દુ:ખ થાય છે. પ્રભુ સ્વ. ના આત્માને શાંતી આપે એ જ અભ્યર્થના. સંપાદક 'ઊર્મિ'.]

# બંસરી

(ઢાળ-મોગરાની માળ મારી મોગરાની માળ)

પ્રિયની પ્રીતાળ સખિ ! બંસરી રસાળ
હલકે લલચાવતી,
હૈયાં બહલાવતી,
રચતી મોહનમંત્ર-જાદુની જાળ—પ્રિય

વ્યોમ ભરી વાજતી,
રોમ રોમ રાજતી,
રસનો ઉછાળતી સાગર વિશાળ—પ્રિય

આમ કરૂં તેમ કરૂં.
નચવે જ્યમ નાચ કરૂં,
ઘુમું રસઘેલડી એ રસને ઉછાળ—પ્રિય

ભૂલી સૌ સાન ભાન,
ગુંજે ઉર એજ ગાન,
હૃદયે રમંતો રાસ-રસિયો ગોપાળ—પ્રિય

"પ્રસૂન"

# ગગન કુંજોમાં

ગગનકુંજોમાં સોહે :
હો....ચંદ્રી આભ ચઢી છે !

નિહારિકાના વિધવિધ ખંડે
અવનવી જ્યોતિ ઝગમગ ઝબકે :
આભને આંગણે દીપક પ્રકટે :
તારક આગિયા ફરતે !
હો....ચંદ્રી આભ ચઢી છે !

આભલિયાને ઊર્ધ્વ ઝરૂખે
વિદ્યુત ગર્જન નર્તન વિલસે;
જળ વાદળીનાં ઢોલક ઢબૂકે :
અભ્રની ઓથે નાચે;
હો....ચંદ્રી આભ ચઢી છે !

સ્વર્ગંગાનાં સલિલને વમળે
રમતો તારલિયાની અરઘે :
તારકની દીપમાળા ટમકે :
પૂજન કરવા હરખે
હો...ચંદ્રી આભ ચઢી છે !

પ્રભાશંકર ત્રિવેદી

# મહા આવ્યો ને....

મહા આવ્યો ને પ્રકૃતિ વધાવી રહી;
આવ્યા ફૂલડાંના કૈં ફાલ :
વનમાં ફોરે વસન્તની ફૂલવાડી !

સૂની કુંજોમાં કૂજે કોયલડી;
એના અંતરે કૂજ્યા નાદ :
વનમાં ફોરે વસન્તની ફૂલવાડી !

સારી સૃષ્ટિ સીમડીએ સોહી રહી;
સારા વિશ્વમાં વિલસે પ્રાણ
વનમાં ફોરે વસન્તની ફૂલવાડી !

દિવ્ય દીપ્તિ સંસારે દીપી રહી;
સુણે ચિત્ત ચેતનના સાદ :
વનમાં ફોરે વસન્તની ફૂલવાડી !

હું તો ચેતનને ઓધે નાહી રહી;
ફોર્યા આતમના આવાસ :
વનમાં ફોરે વસન્ત ફૂલવાડી !

પ્રભાશંકર ત્રિવેદી

# ફૂલવેણી

કાળુડા કચનો ચોટલો,
મહીં ગૂથ્યાં ગુણિયલ ફૂલ રે,
મારી વેણી ફોરે ફૂલડે.

"બેની રે માલણ, વિનવું,
કઇ વેલ્યે ખીલ્યાં ફૂલ રે?
મારી વેણી ફોરે ફૂલડે.

જલ સીંચ્યાં કોણે માલણી?
શે ખીલાવ્યાં આ ફૂલ રે!"
મારી વેણી ફોરે ફૂલડે.

"ઉર-સરવરની રે, સુન્દરી,
આશા-વેલીના ફૂલ રે,
મારી વેણી ફોરે ફૂલડે.

શું દેશો મજરો સુન્દરી?
હૈયાથી ફૂલ અમૂલ રે,"
મારી વેણી ફોરે ફૂલડે.

કેશવલાલ ત્રિવેદી.

# —સન્દેશો—

ટમકે છે આભે તારલા,
ચમકે છે આંતરદ્વાર રે,
મારૂં સરવરિયું હેલે ચડયું

વીરા, તું જાજે હંસલા,
ઊડીને સમદર પાર રે,
મારૂં સરવરિયું હેલે ચડયું.

જઈ ઉરપરિમલ પહોંચાડજે,
મારો પીયુ છે પરદેશ રે,
મારૂં સરવરિયું હેલે ચડયું.

જઈ પરિમલ–દલ ખોલાવજે,
મહીં રસ ઝરતા આદેશ રે,
મારૂં સરવરિયું હેલે ચડયું.

વ્હેલો તું વળજે વીરલા,
કહેવાને છાની વાત રે,
મારૂં સરવરિયું હેલે ચડયું,

સ્નેહીનાં આવે સોણુલાં
સૂની રઢિયાળી રાત રે,
મારૂં સરવરિયું હેલે ચડયું.

કેશવલાલ દ્વિવેદી

# વસન્ત

જગકાનનમાં આજ સખિ ! વાસે વસન્ત,  
કાંઇ નવલા સંદેશ એ કે'તાં લસે;  
ગુલ્મ વેલી તરુવર ડાળે ને પાંખડે,  
પાને પાને આજ ઉષા હસે.  
જગકાનનમાં૦

આવી અનુપમ વેળા સુહાગિની,  
ખીલ્યાં મૃદુલ ફૂલ કલિયો વને;  
બોલ પંચમના સુરથી વનની નિવાસિની,  
સ્વાગતમાં મૌન ના છાજે તને.  
જગકાનનમાં૦

ફૂલોના શિરપેચ હાર કટિમેખલા,  
ગજરા ને બેરખા વર્ણું ખલે;  
વલ્લરીઓ વાસતી ઉરને ઉલ્લાસતી.  
પ્રેમલ જ્યોતિ સ્થિર ભાવે ઝલે.  
જગકાનનમાં૦

ફૂલે ફૂલે મધુ કાજે મધુપ કૈં,  
ગુંજે રમે ભાન ભૂલે ભમે;  
ના હો નિતાન્ત અન્ત તારો વસન્ત ઓ !  
'સોऽहम्' 'सोऽहम्' ગાન હૈયે શમે.  
જગકાનનમાં૦

વસન્તાત્મજ

# રે ! કોઈ મને જાવા દો દેશમાં !

ગીત

રે ! કોઈ મને જાવા દો દેશમાં !
નથી સંતોષ શહેરીના વેશમાં;
રે ! કોઇ મને જાવા દો દેશમાં !

સોનાનાં પિંજર પંખીને કામ શાં,
સોને મઢેલ ધામ એવાં વિલાસનાં;
રહે હૈયાં હમેશ જ્યાં ક્લેશમાં;
રે ! કોઇ મને જાવા દો દેશમાં !

ફરે કાંટા ઘડિયાળના ચક્કરે,
જીવનહીન એમ લોકો ફર્યાં કરે;
જરા શાન્તિ ના ઉરના પ્રદેશમાં;
રે ! કોઈ મને જાવા દો દેશમાં !

ઈંટો ને પથ્થરો ઉંચે ચઢાવ્યા,
હૈયાના ભાવ સાવ હેઠે હઠાવ્યા;
દંભ ઝાઝેરો સભ્યના સુવેશમાં:
રે ! કોઈ મને જાવા દો દેશમાં !

વણુ પાપે માનવ મીઠું બોલતાં,
એકમેકે એ ઉરગાંઠ ખોલતાં;
કામ સોંપાય આપનાં મહેશમાં;
રે ! કોઈ મને જાવા દો દેશમાં !

હરિયાળી ભોમ વ્યોમ દીસન્તુ અંબરે,
આંબાની ડાળ કોઈ કોયલડી સાંભરે;
રહ્યું જાયે ના કેમ આ વેશમાં;
રે ! કોઈ મને જાવા દો દેશમાં !

વસન્તાત્મજ

# ખાદી.

[ઢાળ ! નીંદર ભરી રે ગુલાલે ભરી...]

આવે સ્વરાજ, બ્હેન ! આવે સ્વરાજ,
ખાદીનાં વસ્ત્ર થકી આવે સ્વરાજ.

ખાદીના ગુણુ બ્હેન કેવા સોહામણાં !
પોતાના દેશની રાખે એ લાજ :
ખાદીનાં વસ્ત્ર થકી આવે સ્વરાજ.

હાથે કાંતે છે બ્હેન ! ભાંડુઓ આપણાં;
ખાદી છે દેશની ચડતીનો તાજ :
ખાદીનાં વસ્ત્ર થકી આવે સ્વરાજ.

ખાદીથી ઊજળો દેશ બ્હેન ! રાખજો;
જો જો ડુબાડતાં દેશ કેરૂં જહાજ :
ખાદીનાં વસ્ત્ર થકી આવે સ્વરાજ.

હું યે પ્હેરૂં ને બ્હેન ! તમેયે પ્હેરજો;
સમજાવો સઘળાંને સજવાને સાજ :
ખાદીનાં વસ્ત્ર થકી આવે સ્વરાજ.

શાન્તિલાલ કડીવાળા

# મજૂરણ

(ઢાળ : આવો સ્વામી હો! મ્હારે નેસલડે......)

હું તો મજૂરણ રે ગોઝારી મિલની,
અમારે શ્રમ દિનરાત,
મજૂરણ રે ગોઝારી મિલની,
ભરદરિયે નાવડી રે ચઢતી ઝોલે અમારી,
કોને કહું દિલડાની વાત?
મજૂરણ રે ગોઝારી મિલની.
ચરથરતાં દિલડાં રે રગરગ દરદે ભરેલાં,
પીડિતને કોણ પૂછનાર?
મજૂરણ રે ગોઝારી મિલની.
ધખધખતાં આંસુડાં રે નેણલે નીતરે અમારાં,
લોચનિયાં કોણ લૂછનાર?
મજૂરણ રે ગોઝારી મિલની.
લક્ષ્મીની ગોદમાં રે માલિક મહાલે અમારા,
અમારે મૃત્યુ મીઠી ગોદ,
મજૂરણ રે ગોઝારી મિલની.
એના અવાજમાં રે શોણિત ઝરતાં અમારાં,
સૂણે ત્યાં કોણ અમ સાદ?
મજૂરણ રે ગોઝરી મિલની.
ટળવળતાં બાલુડાં રે ટૂકડા કાજે અમારાં,
કાળી મજૂરી યંત્રવાદ,
મજૂરણ રે ગોઝારી મિલની.
ઉછળતી ઉરમાં રે વેદના ઉંડી અમારા,
થાશે એ ખાક મૂડીવાદ,
મજૂરણ રે ગોઝારી મિલની.

શાન્તિલાલ કઢીવાળા

# સુજાતાનું ગીત

[ઢાળ : ઋષિરાજનાં પદનો]

આજ મ્હારે હૈયે હેત છલકે
કે સોણુલાં સાચાં પડયાં રે,—૧

મંગલ પ્રભાતે મેં તો વનદેવ દીઠા.
તેવા ત્રુઠયા મહાનુભાવ મીઠા
કે સોણુલાં સાચાં પડયાં રે—૨

ગોરી રે ગાયનાં દૂધલડાં દોહ્યાં,
કઢીયલ કેસરીયાં મન મોહ્યાં,
કે સોણુલા સાચાં પડયાં રે.—૩

જગત માનવનું જોઇને બળયું ઝળયું.
અંતરે અમિઝરણુ ઉછળયું,
કે સોણુલાં સાચાં પડયાં રે.—૪

આજને આનંદ મ્હારે આ ભવને પુણ્યે,
દેવનો દીધેલ ધરૂં ચરણે;
કે સોણુલાં સાચાં પડયાં રે.—૫

તા. ૫–૪–૧૯૩૯
લાઠી

કુ. શ્રી. મંગળસિંહજી

# કુદરતની બહેનપણી

નાનો શો બાગ એક સોહે છે આંગણે,
ઉઘડ્યાં કુસુમ રંગ રંગના રે લોલ;
કોઇ અણુવિકસી કળી ઝૂલે છે ડાળીએ,
ભ્રમરવૃંદ આસપાસ ગૂંજતા રે લોલ. નાનો શો બાગ૦

આશા ઉત્સાહ ભરી નાજુક કો બાલીકા,
પ્રેમ ધરી બાગ એ ઉછેરતી રે લોલ;
નાની શકુંતલાશી પાણી એ સીંચતી,
પુષ્પની સંગાથે પ્રિત જોડતી રે લોલ: નાનો શો બાગ૦

બાગ જાણે દેહ એનો આત્મા શા છોડ છે,
પ્રેરણા ને પ્રાણ સમાં ફૂલડાં રે લોલ;
કુદરતની બહેનપણી નિર્દોષ બાલિકા,
આનંદે કૂંજ કૂંજ નાચતી રે લોલ. નાનો શો બાગ૦

કોમળ એ પુષ્પકળી, કુમળું સૌંદર્ય એ,
કુદરતના રંગ અતિ કુમળા રે લોલ;
ચૂંટશો ન પુષ્પકળી, અડશો ના પુષ્પને,
કુદરતની કોઇ કૃતિ ચૂંથશો ના લોલ: નાનો શો બાગ૦

"ઉપમન્યુ"

# પનિહારી

[ઢાળ :- છલકાતું આવે બેડલું, મલકાતી આવે નાર રે.]

પનિહારી ! ગગરી ઝીલજે;
જરા ધીરી ચાલે તું ચાલજે;
તારૂં ચિતડું શું મલકાય જો ?—૧

રુમઝુમ ઝાંઝર ઝણકારજે;
જમુના જળ હૈયે સિંચજે;
તારૂં ચિતડૂં શું મલકાય જો !—૨

નવરંગી ચૂંદડી ભીંજશે;
ગોરાંદે ! દિલડું ઠારજે;
તારું ચિતડું શું મલકાય જો !—૩

હૈયા હિંડોળે હિંચજે;
મુખડું ભીંજે સંભાળજે;
તારૂં ચિતડું શું મલકાય જો !—૪

પાણીડાં છળછળ થાય જે;
ને આનંદ કેલી રાચજે;
તારૂં ચિતડું શું મલકાય જો !—૫

તું ધબ ધબ કરતી ચાલજે;
ને અંગે અંગ તું મ્હાલજે;
તારૂં ચિતડું શું મલકાય જો !—૬

તરસ્યાંને અમિરસ છાંટજે;
રસઝરણાં ઝીલી જાણજે;
તારૂં ચિતડું શું મલકાય જો !—૭

ઝગઝગ શશિયર રસ છાંટશે;
કુંકુમ ચાંદલિયો શોભશે;
તારૂં ચિતડું શું મલકાય જો !—૮

પનઘટ પર જળ મટુકી ભરે;
કાલિન્દી કાંઠે ઉર ઢળે;
તારૂં ચિતડું શોભન થાય જો ! ૯

અંબાલાલ નૃ. શાહ

# ઊગી ઉષા રે!

[ઢાળ : ભૂલી આઇ રે બદરિયા સાવનકી]

ઊગી ઉષા રે સખિ! મનમોહનની;
મોહનની ઉરસોહનની—ઊગી૦

ચાલી રજની કાળપ ઘેલી:
આવી ઉષા : રંગત રેલી:
ઝબકે જ્યોત સુલોચનની—ઊગી૦

પદ્મ શું હૈયું કેવું પ્રફુલ્લે:
પ્રીતિઝોલે મધુર ઝૂલે:
કેવી કલા રસ લોભનની—ઊગી૦

ઉરની તંત્રી સાજન છેડે:
રંગે રમવા મુજને તેડે :
લીલા દુ:ખ વિમોચનની—ઊગી૦

રાવપુરા :
વડોદરા } મૂળજીભાઈ પી. શાહ

# મંગળ મન્દિરિયે

મંગળ મન્દિરિયે આપું વધામણાં,
જીવનની વેણુ ગીત ગુંજે, સખી!
પ્રીતને પ્રકાશ પ્રભુ આવે સોહામણા
અંતર તો પાય એના પૂજે, સખિ! મંગળ૦

મોહન મન્દિરનો, સોહન જગબાગનો,
લીલા અનોખી એની વ્યાપે, સખિ!
આવે સુગંધ એના અંતર પરાગનો,
રાચે છે વિશ્વ એ પ્રતાપે, સખિ! મંગળ૦

શારદા સુજ્ઞાનદા ગાતી ગુણ ગીતડાં,
મનના મયુર મધુર નાચે, સખિ!
નભથી અનન્ત ફૂલ વેરાયે મીઠડાં,
એની કૃપા તો વિશ્વિ યાચે, સખિ! મંગળ૦

ખેલન્તી પ્રકૃતિ ને ખેલે વસુન્ધરા,
ખેલે વસન્ત, ચન્દ્રલેખા, સખિ!
સૃષ્ટિ સુહાગિની શી જીવનની કંદરા,
દોરે પ્રભુજી એમાં રેખા, સખિ! મંગળ૦

ઉન્નત રસકુંજ છે આતમની સોહ્યલી,
આવો ને ગીત નવા ગાવો, સખિ!
તરસ્યાં એ બાળ જગે માનવતા દોહ્યલી,
આવો અનુપ લેવા લ્હાવો, સખિ! મંગળ૦

મૂળજીભાઇ પી. શાહ

# અખંડ જ્યોત

સખિ ! શરદ પૂનમની રાતડી :<br>
કહું છાની છાની ત્હને વાતડી : સખિ૦

જેવી શીળી શીળી એ રાતડી :<br>
તેવી ધીરી ધીરી કહું વાતડી : સખિ૦

રંગો–સુરંગો એ પ્રસારતી :<br>
જાણે જગની ઉતારે એ આરતી ! સખિ૦

લાવે વર્ષાંતે નભમાં ભાતડી–<br>
સખિ!–રૂમઝુમ કરતી એ રાતડી– સખિ૦

ખીલે પોયણાં તણી જ્યાં પાંખડી :<br>
ત્યાં ચમકંત ત્હારી આંખડી ! સખિ૦

જો રસભર ન્હવડાવે આ રાતડી :<br>
માગું ત્હારી ભવોભવ 'આંખડી' : સખિ૦

શ્રીશક્તિ દિપોત્સવી<br>
૧૯૯૫

'હૃદય'

# ભવ્ય નિરાશા!

**ગરબે રમવાને ગોરી નીસરી રે લોલ—એ ચાલ**

**[સ્વ. નરસિંહરાવનું 'સ્વર્ગ' મંડળે થકી હું ઊતરીરે લોલ'–દિવ્ય આશા' નો પ્રતિરાસ]**

પાંચ પાંચ દાદરા હું ઊતરી રે લોલ,
મુજ છેલ્લી ચાલે નિવાસ:
થઈ નિરાશ હું રે લોલ
ઠામે મ્હારે માંજવાનાં ઘસીઘસી રે લોલ! . . ૧

"ગુસ્સે થયા શું એ ધમાલથી રે લોલ?
પાણીના નળ! દો વારી–ધારા ખાસ:
ભવ્ય હાસથી રે લોલ!
સર્વે ઠામ માંજું રાખ ઘસી ઘસી રે લોલ! ૨

રસોડે ઠામ અજીઠાં પડયાં રે લોલ,
જમીને ચાવતાં 'એ' કપૂરી પાન
સામી દુકાનનાં રે લોલ!
ઠામે ઠામ માંજું ગીત ગૂંજતી રે લોલ! ૩

'એ'ની તે બૂમ બહુ બેસુરી રે લોલ!
ચૂપ થાય, ત્યાં સુણાય 'ગાન'
મુજ સંતાનનાં રે લોલ
ઘરની ઘટમાળ એમ ચાલતી રે લોલ! ૪

'ગુણસુન્દરી' જાન્યુ. ૧૯૪૦ } **હરસુખરાય ગોરધનદાસ માંડલીઆ**

# જાગૃતિ

૧

મેરૂ ચળ્યો ને આજ ચળ્યો હો હીમાચળ
ગરવો ગીરનાર માંડયો ડોલવા હોજી રે.
જટા ખંખેરીને જાગ્યો જોગીરાજ
આતમના ભેદને ઉકેલવા હોજી રે.

૨

ડોલ્યા દિગ્પાળ આજ ડોલી દીશાઓ
હૈયાની હેલ માંડી ડોલવા હોજી રે.
સુકાં શરીરમાંથી પ્રગટયાં પ્રચંડ તેજ
ઉંઘ્યાની બંધ આંખ ખોલવા હોજી રે.

૩

તોડી પ્રપંચ આજ છોડી સમાધી
કાળ તણી ઝાળ સમો જાગ્યો હોજી રે.
જાગ્યા એ વૃધ્ધો જગાડયા જુવાનીયા
મુકતી સંગ્રામ સુખ માગ્યો હોજી રે.

૪

પુર્વે પ્રભુ બુધ્ધે પ્રબોધી જન વેલને
શોધી શોધીને સત્વ દીધાં હોજી રે.
યુગના યોગીએ પલટાવી વસુંધરા
ભુલ્યાં મનુકુળને પ્રબોધ્યાં હોજી રે.

ભાઇલાલ રા. જોશી

# નિમંત્રણ

[શેરી વળાવી સજ કરું હરિ આવોને-રાગ]

રુડી શરદ પૂનમ આ શોભતી બહેની આવોને
સાથ રંગે રમીશું રાસ આનંદભરી આવોને

શું અમૃત વરસે આભથી બહેની આવોને
ઝીલી પાજો બીજાને પ્રાણ આનંદભરી આવોને

જેમ ખીલે વસંત વન વેલડી બહેની આવોને
એવા ખીલે શું ઉરના ભાવ આનંદભરી આવોને

કાંઇ નિશા ને બનતી ઉજળી બહેની આવોને
સજી સૌભાગ્યના શણગાર આનંદભરી આવોને

ઉર ઉમળકે છલકાવતી બહેની આવોને
બહેન ! ભવના ભૂલવતી દુઃખ આનંદભરી આવોને

જગ સીંચી અમી રસ રેલતી બહેની આવોને
રમી આશાભરી એ રાસ આનંદભરી આવોને

માધવજી મો. પટેલ

# રંગ

મારે માવા પિચકારી પટોળે
ભિંજાય નહીં અંગ મારાં;
રંગ નીતરી જાય એની મેળે
કાચા બધાય રંગ તારાં.

ભલે કાદવમાં રગદોળે
ભિંજાય નહીં અંગ મારાં;
ભલે રંગમાં રસિયા અંઘોળે
કાચા બધાય રંગ તારાં.

મારૂં મોંઘું કલેવર છે છાનું
ભિંજાય નહીં અંગ મારાં;
જોઉં રંગો છતાં ન એ પિછાનું
કાચા બધાય રંગ તારાં.

એક શ્યામડી સૂરત આવે
ભિંજાઇ જાય અંગ મારાં;
મને રંગે રંગે ને સતાવે
નિગૂઢ તવ રંગ પ્યારા.

મનુભાઇ ત્રિવેદી

# રસફૂલ !

કાલે ઝગ્યું જગવાડીએ,
મારી ફૂલવાડી શણગાર રે !
રસફૂલ કોને ચૂંટયું રે ?.......[૧]
જગમાળીએ વાવીયું,
ધરણીએ ધવરાવ્યાં પાન રે !
રસફૂલ કોને ચૂંટયું રે ?.......[૨]
કુદરતે એને ઉછેરીયું,
રોજ રમતું તારલીઓ સંગ રે !
રસફૂલ કોને ચૂંટયું રે ?.......[૩]
અનિલે એને હીંચોળીને,
સૂણાવ્યાં મધુરાં ગાન રે !
રસફૂલ કોને ચૂંટયું રે ?.......[૪]
સૂર્ય ચન્દ્રે નીત ચેતીને,
ચેતાવ્યા ચેતન દ્વાર રે !
રસફૂલ કોને ચૂંટયું રે ?.......[૫]
ભોગી ભ્રમરનું લાડકું,
મારી આંખલડીનું તેજ રે !
રસફૂલ કોને ચૂંટયું રે ?.......[૬]
ફૂલ જાતાં મે સર્વ ખોયું,
ફળ ફોરમ ને પરાગ રે !
રસફૂલ કોને ચૂંટયું રે ?.......[૭]

ગણુપતલાલ જોશી

# રણચંડીનો રાસ

સખી ! પ્રગતિના પંથ અમો કાપશું
હિંદે શાંત સ્વરાજ્ય હમો સ્થાપશું.
સખી પ્રગતિ૦ ૧

યુગ–યુગની નિંદથી આ વિશ્વને જગાડશું,
નિશાને સૂર્ય બની ક્ષણમાં ભગાડશું,
સતત, સંદેશ અખીલ વિશ્વે પહોંચાડશું,
ઘર–ઘર પ્રકટાવી શૌર્ય જ્વાલાઓ બહેન !–
–પ્રગતિના પંથ હમો કાપશું.
સખી પ્રગતિ૦ ૨

પુત્રી, પુત્ર, ભાઇ–બહેન યુદ્ધે વળાવશું,
માતાના અંક માંય તન, મન, ધન ધારશું,
ગર્જી જય નાદે હમો જંગે ઝંપલાવશું,
કાયર–કર ચૂડીઓ ચઢાવે ઓ બહેન !–
–પ્રગતિના પંથ હમો કાપશું.
સખી પ્રગતિ૦ ૩

કષ્ટમયી વેદનાને પ્રેમથી વધાવશું,
સિદ્ધિ પ્રાપ્તિ વિણ પગ પાછો ન ધારશું,
દુખના એ ડુંગરે ના ડરશું નવ ભાગશું,
બાપુના માર્ગને અનુસરી ઓ બહેન !–
–પ્રગતિના પંથ હમો કાપશું.
સખી પ્રગતિ૦ ૪

રેંટિયાને સાળ હમો ઘર–ઘર ફેલાવશું,
સુંદરને શુદ્ધ ખાદી પહેરશું, પહેરાવશું,
વસ્તુ વિદેશી માત્ર તજશું તજાવશું,
ધારી સ્વદેશીનાં વૃત્ત જો ઓ બહેન !–
–પ્રગતિના પંથ હમો કાપશું........

સખી પ્રગતિ૦ ૫

મુક્તિના માર્ગ હમો મોકળા બનાવશું,
ત્યાગી ગુલામી મુક્ત હિંદીજન કા'વશું,
દશે–દિશાએ મુક્તિ–ડંકા વગડાવશું,
મુક્તિનાં દાન દેઇ ભાવીને બહેન !–
–પ્રગતિના પંથ હમો કાપશું.

સખી પ્રગતિ૦ ૬

ભાલોદ
વાયા. અંકલેશ્વર } હર્ષદરાય જમીએતરામ પંડયા

# જીવનનો હિંચકો

જગની આ વાડીએ જીવનનો હિંચકો,
હિંચકે ઝૂલે છે જડ;
હિંચકે ઝૂલે અજડઃ—જગની.

હિંચકો હાલે છે સદા એક વેગથી,
હિંચકે આશાની દોર;
હિંચકે શ્રદ્ધાનો શોરઃ—જગની.

હિંચકો બાંધ્યો છે માયાની ડાળીએ,
હિંચકે તૃષ્ણાનાં પુર;
હિંચકે મદનાં છે મૂળઃ—જગની.

હિંચકે ઝૂલે પડે જીવ કેટલાં,
હિંચકે સુખની છે છોળ;
હિંચકે દુઃખનાં અઘોળઃ—જગની.

હિંચકે ગાળે જીવન વ્યર્થ કેટલાં,
હિંચકે છાંડી સહુ ઝેર;
હિંચકે શોધો પ્રભુ-મે'રઃ—જગની.

કેશવલાલ પટેલ.

# કાલી મર્દન

સુણી બંસીનો નાદ ગોપીને, હૈયે હર્ષ ન માય,
કરી વેગળા કામકાજ, યમુના તૃટ દોડી જાય;
મીઠી મોરલી શ્રવણુ કરીને, ગૌવૃંદ ત્યાં ઉભરાય,
બંસી બજાવે કાનકુંવરને, વૃજ સૌ ઘેલું થાય.

યમુનાને તટ જઇને કનૈયો, સર્વ ગોપની સાથ,
છેડી રહ્યા સુર મધુર વેણુના, બાળરૂપે જગનાથ;
કાલિંદીના નીર સ્થંભ્યાને, કાલીનાગ છેડાય,
કાળા કાલિંદી–નીરમાં જઇ, બાળ લાલ સમાય.

જોઇ રહ્યા સૌ શોકાતુર થઇ, વાર થતાં અકળાય,
ચેન પડે નહીં કાન વિના ને, અંતરમાં મુંઝાય;
માત યશોદા શ્વાસ ભરી, આવી શોધે નિજ બાળ,
વિકળ બનીને ગોપ ગોપીયો, કરે આર્ત પોકાર.

કર્ણપટે અથડાતા આર્તનાદ, બહાર આવ્યો તતકાળ,
નાથી નાગને ફ્રણુ પર ઊભો, યશોદા નંદકુમાર.
મર્દન કરી કાલીનાગનું, ચાંપ્યો તુર્ત પાતાળ,
પ્રસન્ન થયા ત્યાં ગોપ ગોપી સૌ નિરખે છે ગોપાળ;

માત યશોદા લઇ ગોદમાં, ચાંપે વારંવાર,
ચૂમી લીએ ગાલે કુંવરના ધન્ય માને અવતાર.

મંગળદાસ ગી. મહેતા

# કનૈયો કંસ લેવા.

[ ઢાળ : મારી હુંડી શિકારો મહારાજરે ]

આવ્યો આવ્યો મથુરામાંય, કનૈયો કંસ લેવા,
આવ્યો આવ્યો ગોકુળ વ્રજ વાસી, કનૈયો કંસ લેવા.

મીઠી એની મોરલી, અને મોંઘાં એના માન;
મોરપીછાં માથે ધર્યાં, આવી મા'લે મથુરામાંય—
કનૈયો કંસ લેવા. આવ્યો૦

મથુરાએ સત્કારિયો, સ્નેહે સુંદર શ્યામ;
આશિષ આપી ઉરની, બનો બનો એ બહુ બળવાન—કનૈયો૦

કંસે મંડપ રચાવિયો, અને ઉંચે બેઠો આપ;
મલ્લ મોટા નીચે ફરે, રખે ! આગળ મારે તરાપ—કનૈયો૦

દ્વારે દ્વિરદ ડોલતો, મદે ભર્યો ચકચૂર;
બેસી માવત માથડે, વાટ જોતો ત્યાં આવ્યા મધુર—કનૈયો૦

હાથીને સંહારિયો, માવત માટી ખાય;
બે બંધવે મલ્લ મારિયા, હવે ફાળ ભરીને જાય—કનૈયો૦

કંસે કાળ નિહાળિયો, છૂટી સઘળી ધીર;
છલંગ દઇને કૂદિયો, આવ્યો મંચ ઉપર બાલવીર—કનૈયો૦

કટાર તો લીધી હરી, ને પટકયો મંડપ દ્વાર;
ઉપરથી પોતે પડયો, દેવા દેવા મુઠીના માર—કનૈયો૦

કંસ મર્યો મોરારથી, ને વર્ત્યો જય જયકાર;
ફૂલવૃષ્ટિ દેવે કરી, ઊભા જયરામ મંડપ દ્વાર—કનૈયો૦

જયરામભાઇ પટેલ

# પરબ્રહ્મમાં તાલાવેલી

[ડંકો વાગ્યો લડવૈયા શૂરા જાગજો રે—એ ચાલ]

તાલાવેલી લાગી છે પરબ્રહ્મમાં રે;
—પરબ્રહ્મમાં રે પરબ્રહ્મમાં રે,
તાલાવેલી લાગી છે પરબ્રહ્મમાં રે. ટેક.

દૂર ગયો પ્રભુ પાસથી, મન મારું દુઃખાય;
ફરી વતનમાં આવતાં, અધિક અધિક હરખાય,
ડગલે ડગલે ઉર આવે ઉછરંગમાં રે (૨) તાલાવેલી.

માયા વચમાં ઘૂમતી, પ્રભુ મ્હેરે થઈ દૂર;
જીવ ઇશ્વર તરફે જતાં, ઉમટે આનંદપૂર,
આનંદ સાગર ઉછળતો મુજ અંગમાં રે (૨) તાલાવેલી.

અનંત છતાં એ એકલો, એક છતાં અનંત;
સંગીત ત્રિગુણ ગુંજી રહ્યો, અજ અવિનાશી અખંડ,
એનો તાલ ગાજે છે બ્રહ્માંડમાં રે (૨) તાલાવેલી.

અસીમ સુખસાગર ભર્યો, જવા પ્રેમ ઉભરાય;
સુખ સઘળાં સંસારનાં, વિસાતમાં ન ગણાય,
ન્હાવું ન્હાવું અખંડ પરમાનંદમાં રે (૨) તાલાવેલી.

સત્ય સબળ હથિયાર છે, જ્ઞાન મહાન્ પ્રકાશ;
આડે કોઈ જો આવશે, નક્કી થશે હતાશ,
જાવું જીતી આઝાદી રણજંગમાં રે;
—રણજંગમાં રે રણજંગમાં રે,
જાવું જીતી 'જયરામ' નિજ વતનમાં રે. તાલાવેલી.

જયરામભાઇ નથુભાઇ પટેલ.

# આતે કોણ ?

કોણ આવી આ અવનીને આરે જગતને ઉતારે,
હો ઓલિયો ઊભો સખી !
કોણ પ્રેમે અહાલેક ઉચારે, જગતને જગાડે, હો ઓલિયો૦

અમી નેણે મુખે હાસ્ય વરસી રહે,
જગહિતે હૈયું એનું તલસી રહે,
ઉર એનાં ભર્યાં છે ઉચાટે, ગંભીરતા લલાટે, હો ઓલિયો૦ કોણ૦

"સુખ સરજ્યાં છે નાથે તો અવની મહીં,
"દુઃખ ઝાળો તો ક્યાંથી ભભૂકી રહી ?"
જગત મુંઝાતું મનમાં વિચારે, આવે ન નિરધારે, હો ઓલિયો૦ કોણ

અહાલેકે એને જગ જાગી ઉઠે,
કૈક જુલમો એને સાદે હાલી ઉઠે,
એના અલખને અમર ઉચારે કલૈયા પ્રાણ વારે, હો ઓલિયો૦ કોણ૦

સત્ સાદે એને ભો ભાગી છૂટે,
પડકારે એને પાપ ત્રાસી ઊઠે,
દેશ બત્રીસાનાં દાન દેતો, મોંઘાં વ્રત લેતો, હો ઓલિયો૦ કોણ૦

લાલ, મોતી, મીરાં, દાસ, ઘેલાં બન્યાં,
વીર વલ્લભ જવાહર ચેલા બન્યા,
કૈક ઊઠે છે આંખને ઈસારે કોડીલા પ્રાણ વારે, હો ઓલિયો૦ કોણ૦

હિંદ માતાને હૈડે હોળી બળે,
જગ કેરો વિસામો ગુલામી તળે,
એને આઝાદી આપવા કાજે ફકીર જગ ગાજે, હો ઓલિયો૦ કોણ૦

પાપ શાપ 'અપરસ' તણાં બાળી રહ્યો,
ઘોર હિંસાના ત્રાસને નિવારી રહ્યો,
જાપ એનાં નજર નવી આપે, અંધાપો કાપે, હો ઓલિયો૦ કોણ૦

સુકલ કાયા સળેખડા જેવી રહી,
પ્રાણ દેવા તૈયાર જંગ કાજે થઇ,
જગ જોતું નીગળતે નેણે આતુર બની એને, હો ઓલિયો૦ કોણ૦

પુરૂષોતમ પું. શાહ

# મારી ઝૂંપડી

[ રાસ ]

મને વ્હાલી લાગે મારી ઝૂંપડી હો બેન

મોટા ઝૂકે ઝરૂખા ઝૂલતાં રે;
ભલે મહેલોના ઉંચા પડથાર,—મને. ૧.

મોટા મહેલોમાં ગાજે છે રેડિયા રે;
કરે મઢુલીએ બાલ કિલ્કાર,—મને. ૨.

મોટા મહેલોએ મોટર ગાજતી રે;
મારે ગાવડીના ગોરસ ઘમકાર,—મને. ૩.

ભલે મહેલે મીષ્ટાન ભાતભાતનાં રે;
મારે ભોજન અમીના ઓડકાર,—મને, ૪.

સોહે મખમલ બિછાના મહેલમાં રે;
મારે સૂવા ધરતીનો પગથાર,—મને. ૫.

બળે મહેલે હજાર દીવા વિજળી રે;
મારે આંગણે પુન્યનો પ્રકાશ,—મને. ૬.

મોટા મહેલોમાં ભૂત ભમે પાપનાં રે;
મારી ઝૂંપડીએ સત્યના ભગવાન,—મને. ૭.

ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ.

# મહિયારી

[ રાગઃ- કારતક મહિને કૃષ્ણ કૃપાળા ]

મથુરા જાતી મહિયારીએ,
મહીની મટુકી લીધી, હૈયું વીંધી રે;
મુરલી વાગે હો ! ૧

વૃન્દાવન વાટે મલપાતીએ,
ધીમે ધીમે ગુંજે, કોકિલ કુંજે રે:
મુરલી વાગે હો ! ૨

કામણ ભરેલી કિકિઓ નાચે,
મહીડાં મધુરાં છલકે, હૈયડાં ઢળકે રે;
મુરલી વાગે હો ! ૩

નાકે નકવેસર મોતી ઝૂલે,
હૈયાં હારે હલકે, ઝાંઝર ઝણકે રે;
મુરલી વાગે હો ! ૪

નવરંગ ચૂંદડીએ મદમાતી,
મધુરૂં મુખડું મલકે, પાંપણ પલકે રે;
મુરલી વાગે હો ! ૫

ગૌ ચારંતા ગિરિધારીએ,
પાલવ લીધો પકડી, જીવન જકડી રે;
મુરલી વાગે હો ! ૬

મારગ માંહે ગોરસ લૂંટી,
અમી ભરેલી આંખે, પ્રેમની પાંખે રે;
મુરલી વાગે હો ! ૭

ધૈર્યચંદ્ર ર. બુદ્ધ

# અમારા કાર્યાલયમાં મળતાં પુસ્તકો

(૧) **રાસમાલિકા** : લેઃ—સ્વાશ્રયી લેખક મંડળ; જુદાં જુદાં ૩૪ લેખકો અને લેખિકાઓના ૧૧૭ રાસગીતો. ગુજરાતણોના કોકિલકંઠને સુહાવે તેવા મધુરરસ ઝરતાં રાસનો સંગ્રહ [વડોદરા રાજ્યના શાળા તથા સાર્વજનિક પુસ્તકાલયો માટે મંજૂર થયેલ છે] કિંમત એક રૂપિયો પોસ્ટેજના બે આના.

(૨) **જીવન રસ** : લેઃ—સ્વાશ્રયી લેખક મંડળ; ૨૦ નવલિકાઓનો આ સંગ્રહ કલાત્મક બન્યો છે. અઢાર સિદ્ધહસ્ત નવલિકાકારોના સહકારે તૈયાર થયેલ આ સંગ્રહ સુવાચ્ય બન્યો છે. કિંમત સવા રૂપિયો. પો. બે આના. [વડોદરા રાજ્યમાં મંજૂર.]

(૩) **યુગચિત્ર** : લેઃ—સ્વાશ્રયી લેખક મંડળ; પંદર જાણીતા લેખકોની વિવિધ કૃતિઓનો સંગ્રહ. જેમાં હાસ્ય, નિબંધ, પત્રકથા, નવલિકા અને ચારિત્ર્ય લેખન ઈત્યાદીની રસમય સામગ્રી ભરી છે. કિંમત એક રૂપિયો પો. દોઢ આનો.

(૪) **ઊર્મિ** : લે : સ્વાશ્રયી લેખક મંડળ; મહાગુજરાતના આગેવાન સિદ્ધહસ્ત કવિઓના સહકારે તૈયાર થયેલ આ સંગ્રહમાં કાવ્યો, ખંડકાવ્યો, દેશભક્તિના ગીતો, બાલગીતો, કટાક્ષગીતો અને રાસગીતો એમ જુદાં જુદાં વિભાગોથી સમૃદ્ધ બનેલ આ ગ્રંથ કાવ્ય શોખીનો માટે સર્વોત્તમ છે, કિંમત સવા રૂપિયો પો. બે આના

(૫) **હિંદનું ફેડરલ રાજ્ય બંધારણ અને દેશી રાજ્યો** : લેખકઃ— **શ્રી.** હરકાન્ત બી. શુકલ બી. એ. એલએલ. બી. કિંમત ચાર રૂપિયા. પોસ્ટેજ આઠ આના. આ પુસ્તક માટે એક અભિપ્રાયનો ફકરોજ વાંચો ' ઘણું વિશદ અને સરળ છે. એ પુસ્તક વિષે જ્યારે **શ્રી. પોપટલાલ ચુડગરે** અમારા પર લખેલું કે 'અત્યાર સુધીમાં પ્રકટ થયેલ સમવાયતંત્ર ઉપરનાં સાહિત્યમાં આ પુસ્તક પ્રથમ પંક્તિનું છે, અંગ્રેજીમાં લખાયું હોત તો આ વિષય પર અંગ્રેજીમાં લખાયેલ કોઇ પણ ઉત્તમ પુસ્તકની એ

બરાબરી કરી શકત' ત્યારે એ શબ્દો વાંચીને અમોને અતિશ્યો-
ક્તિ લાગેલી પણ પુસ્તકના ડેમી સાઇઝના ૨૪૨ પાના વાંચતા
અમને એ શબ્દોમાં સત્ય લાગ્યું છે.' "ફુલછાબ"

[વડોદરા રાજ્યના પુસ્તકાલયો માટે મંજૂર થયેલ છે]

(૬) **બાળકોની માવજત** : લેખકઃ—શ્રી. ડો. રઘુનાથ ગં. કદમ કિંમત બે રૂપિયા. પોસ્ટેજ ચાર આના. સગર્ભાવસ્થાથી માંડીને બાળક મોટું થાય ત્યાં સુધી તેના શારીરિક તેમજ માનસિક વિકાસને અંગે, અને સાથોસાથ માતાની તંદુરસ્તીને અંગે, ખ્યાલમાં રાખવા જેવી બધી અગત્યની બાબતોનો આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે. એ વિષયના નિષ્ણાત અને પ્રેક્ટીશરને હાથે લખાયેલ આ પુસ્તક વડોદરા રાજ્યમાં મંજૂર થયેલ છે.

(૭) **સામાજિક ક્રાન્તિ** : લેખકઃ—શ્રી. બાવચંદ માવજી વડેરા; બી. એ. એલએલ. બી. કિંમત દોઢ રૂપિયો. પોસ્ટેજ ત્રણ આના. [વડોદરા રાજ્યની લાયબ્રેરીયો માટે મંજૂર] સમાજની રૂઢ બની ગયેલી અનેક માન્યતાઓ તથા વિચારોને માનસશાસ્ત્રની સર્ચલાઇટ નીચે લેખકે આ પુસ્તકમાં મૂકેલ છે. અને અનેક સાંસ્કૃતિક મૂલ્યાંકનોમાં આ યુગમાં આવી રહેલા પરિવર્તનનો આખો ક્રમ સમજાવ્યો છે. સાથોસાથ એક ખંડમાં નવી દૃષ્ટિએ લખાયેલી થોડી નવલિકાઓ પણ છે.

(૮) **લાઠી નવરાત્ર મહોત્સવ** : મહાગુજરાતના અનેક વિદ્વાનો, કવિઓ અને વિવેચકોના વ્યાખ્યાનોનો અદ્દભૂત સંગ્રહ શ્રી. લલીત, શ્રી. ધૈર્યચંદ્ર બુદ્ધ, શ્રી. રાયચુરા, શ્રી મહેતા, શ્રી. પં. ઓમકારનાથજી ઠક્કુર, શ્રી. માસ્તર વસંત, શ્રી. ત્રિભૂવન વ્યાસ, શ્રી. હરભાઈ ત્રિવેદી, શ્રી. વેણીશંકર ભટ્ટ, શ્રી. તલકચંદ શેઠ, શ્રી. રતિકાન્ત નૃત્યકાર, શ્રી. હરજીવન કા. મહેતા, શ્રી. ન્હાનાલાલ બુદ્ધપ્રિય, શ્રી. મંજુલાલ મજમુદાર, શ્રી. મંગેશરાય પાઠકજી શ્રી. સુન્દરમ્, શ્રી શાન્તાબહેન ભાલેરાવ, શ્રી. ડો. સુમંત મહેતા શ્રી. શારદા બહેન મહેતા, શ્રી. પાઠક દંપતી, શ્રી. ના. લાઠી

ઠાકોરસાહેબ, શ્રી. રામેશ્વરી નહેરૂ, શ્રી. રમણલાલ વ. દેશાઈ, શ્રી. સ્વ. પ્રભાશંકર પટ્ટણી, શ્રી. રવિશંકર મહાશંકર રાવળ, ઇત્યાદીએ આપેલ ભાષણોનો સંગ્રહ. આ ભાષણો મંચ પરથી જે શબ્દોમાં બોલાએલાં એ જ શબ્દોમાં ગુજરાતના પહેલા જ લઘુલિપિકાર શ્રી. હરિકૃષ્ણ વ્યાસે પોતાની શીઘ્રલિપિમાં ઝડપી લીધેલાં, તે આમાં આપ્યાં છે. કિંમત રૂપિયો દોઢ. પોસ્ટેજ બે આના.

(૯) **હૃદય જ્વાળા** : લેખકઃ–શ્રી. અંબાલાલ નૃ. શાહ [ભાષા વિશારદ] સચિત્ર. વડોદરા રાજ્યમાં મંજૂર. સામાજીક હૃદયગુંચોનો નવી દૃષ્ટિ આપતો મર્મજ્ઞ ખ્યાલ આ નવલકથામાં સભર ભર્યો છે. પ્રેમ ત્રિકોણનું થયેલ નિરુપણ તમોને વિચાર કરતાં કરી મુકશે. કિંમત રૂપિયો દોઢ પો. અઢી આના.

(૧૦) **કલંક શોભા** : લેખક :–શ્રી. અંબાલાલ નૃ શાહ. ઉપોદ્‌ઘાત લેખક : શ્રી જ્યોતિન્દ્ર હ દવે M. A. વાસ્તવદર્શી નવલકથા વાર્તા સાહિત્યમાં નવો જ પ્રદેશ. રૂચિર વસ્તુવિધાન, નિર્દોષ પાત્રાલેખન, સરળશૈલી. વારાંગના જીવનનો પ્રદેશ નવી જ રીતે ઊઘડે છે એવી અનેક રંગોની મિલાવટ વાળી આ નવલકથા વાંચતા તમો કોઈ ફીલ્મ જોઇ રહ્યાં હોવ તેમ લાગશે.

(૧૧) **ગુજરાતમાં પ્રચલિત ૨૦૦૦ અંગ્રેજી શબ્દો** : સં. શ્રી. હરિકૃષ્ણ વ્યાસ : કિંમત નવ આના. પો. એક આનો. જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં પ્રસરી ગયેલા અંગ્રેજી શબ્દોનું સંશોધિત લિસ્ટ આ પુસ્તકમાં અર્થ સહિત આપેલ છે. જેઓને અંગ્રેજીનું કાંઇ જ જ્ઞાન ન હોય તેમના હાથમાં આ પુસ્તક આવતાં અંગ્રેજી સાથેની તેમની અપરિચિતતા દૂર થાય છે.

(૧૨) **મેવાડની મહત્તા** : લેખકઃ–શ્રી ધૈર્યચંદ્ર ર. બુદ્ધ વકીલ. પ્રેમશૌર્ય ભરપુર ઐતિહાસિક નવલિકાઓનો સંગ્રહ [સચિત્ર] કિંમત આઠ આના. પોસ્ટેજ એક આનો.

(૧૩) **તાતાંતીર** : લેખક :–શ્રી. ધૈર્યચંદ્ર ર. બુદ્ધ. કિંમત ચાર આના. પો. એક આનો. એક જ અભિપ્રાય વાંચો. માનવ

જીવનમાં હરઘડીએ નજરે પડતાં વિવિધ પ્રસંગોને લેખકે સફળતા પૂર્વક વાર્તાના સ્વરૂપમાં રજૂ કર્યા છે. 'નવયુગ'

(૧૪) **ગુંજન** : લેઃ—શ્રી. ધૈર્યચંદ્ર ર. બુદ્ધ. પ્રસ્તાવના કવિશ્રી લલિતજી. કિંમત ચાર આના. વડોદરા રાજ્યમાં મંજૂર વેસ્ટર્ન ઈન્ડીયા સ્ટેટ એજન્સીના મે. રેસીડેન્ટ સાહેબે ઇનામ તથા લાયબ્રેરી માટે મંજૂર કરેલ છે. બાળકોને આનંદ કરાવે તેવા મધઝરતાં પચાસ બાલગીતોનો આ સંગ્રહ તુરત જ મંગાવી લ્યો.

(૧૫) **સંતતિ નિયમન** : લે. શ્રી. ડૉ. રઘુનાથરાવ કદમ. કિંમત ત્રણ આના. પોસ્ટેજ અર્ધો આનો. સંતતિનિયમન ઉપરનાં અનેક પુસ્તકોનું વાચન તમે કરો, અને પછી એમાંથી સાર તારવીને ટૂંકી નોંધ ઉતારી લો. એવું આ પુસ્તક.

(૧૬) **ખંડેરનો ઝરૂખો** : લે. શ્રી ભગીરથ મહેતા. કિં. ત્રણ આના. ભાવના ભર્યા કલાત્મક કાવ્યોનો ન્હાનકડો સંગ્રહ.

(૧૭) **શરદ પૂર્ણિમા** : લે. ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ. પ્રસ્તાવના શ્રી. હરકાન્ત શુકલ. બી. એ. એલ.એલ. બી. કિંમત ત્રણ આના. એના માટે મહાગુજરાતના **મહાકવિ શ્રી. ન્હાનાલાલ** દ. કવિ કહે છે. 'ભાઈ શ્રી ધૈર્યચન્દ્ર બુદ્ધનાં ગીતો અહીં આવ્યા પૂર્વે પણ સાંભળ્યા હતા અને અહીં આવીને પણ વાંચ્યા. એમનાં ઘણાં ગીતોમાં કુમાશ છે, ભાવની તેમજ ભાષાની એમની આશાઓને સફળતા ઈચ્છું છું. (લાઠી તા. ૧૪–૨–૧૯૩૮)

(૧૮) **રસજ્યોત** : લે. ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ. કિંમત એક આનો. હૃદયને ઝણઝણાવે એવા તલસ્પર્શી કાવ્યોનો સંગ્રહ. [ લ્હાણી માટે સો પ્રતના ફકત પાંચ રૂપિયા. ]

(૧૯) **પૈસામાં પ્રૌઢ શિક્ષણ** : લે. શ્રી. હરિકૃષ્ણ વ્યાસ. પ્રૌઢોને અક્ષર જ્ઞાન આપવા માટે સર્વોતમ. ૧૦૦ પુસ્તકોની કિં. રૂા. ૨) રેલ્વેનૂર સહીત ઘેર બેઠા મળી જશે. તુરત લખો :—

## ગુર્જર સાહિત્ય ભંડાર : લાઠી ( કાઠિયાવાડ )